# પ્રકાશકીય નિવેદન

જૈનદર્શનના દ્રવ્યાનુયોગ વિષયથી અનભિજ્ઞ મનુષ્યોને આ પુસ્તકનુ ' જૈનદર્શનના અણુવિજ્ઞાનની મહત્તા " નામ જાણી આશ્ચર્ય થશે કે " અણુ " અંગેની હકીકત અને તેને લગતા પ્રયોગો તો વર્તમાન વૈજ્ઞાનિક ક્ષેત્રમાં જ હોય, જૈનદર્શનમાં અણુવિજ્ઞાનની હકીકત ક્યાંથી આવી ?

પરંતુ તેવાઓને માલુમ નથી હોતું કે દુનિયાના દેશો જ્યારે વસ્ત્રપરિધાન કે વ્યવહાર પણ શીખ્યા ન હતા, ત્યારે પણ પદાર્થના અવિભાજ્ય અંશસ્વરૂપ અણુવિષયક તત્ત્વજ્ઞાનથી ભારત ઉચ્ચશિખરે બિરાજતો હતો.

આ અણુવિજ્ઞાનના આવિષ્કારક અને પ્રચારક કેવળ સર્વસંગ-ત્યાગી શ્રી તીર્થંકર પરમાત્મા હતા.

જીવનોપયોગી વિવિધ વસ્તુઓના ઉત્પાદન માટે વિવિધકાળે વિવિધ વૈજ્ઞાનિકો જડપદાર્થના અણુ ઉપરથી અનેકવિધ આવિષ્કારો કરતા આવ્યા છે, અને કરતા રહેશે. પરંતુ વિશ્વના પ્રાણિયોને સંસારદવાનલના વિવિધ દુઃખસર્જક તત્ત્વરૂપે કયા અણુઓ કામ કરી રહ્યા છે ? તે જાતના વિજ્ઞાનથી જ્યાં સુધી પ્રાણિયો અજ્ઞાન રહે છે, ત્યાં સુધી ગમે તેટલી ભૌતિક સામગ્રીનો ઉપભોગ હોવા છતાં દુઃખથી છૂટી શકાતું નથી. કારણ કે ભૌતિક ઉપભોગ સામગ્રીની પ્રાપ્તિ અને પ્રાપ્ત સામગ્રીનો ટકાવ તે, જીવના આત્મપ્રદેશોની સાથે ક્ષીરનીરવત્ સંબધિત બની રહેલ જડ-અણુસમુહોના જ આધારે છે. આત્માની સાથે સંબધિત બની રહેલ આ જડઅણુઓએ આત્માની સ્વતંત્રતા છીનવી લીધી છે. એટલું જ નહિ પરંતુ ભૂલાવી દીધી છે. એટલે જ જીવ તે જડ અણુઓના નિમિત્તથી પ્રાપ્ત, સુખ–દુઃખને પોતાનું સ્વાભાવિક સુખ–દુઃખ માની બેસે છે.

અમુક ટાઈમ સુધીની ભૌતિક અનુકુળતાની પ્રાપ્તિ સમયે જીવ ખુશ થાય છે, પરંતુ જ્યારે તેનો વિયોગ થાય છે, ત્યારે તે એકદમ દુખ અનુભવે છે. છતાં એને વિચાર નથી આવતો કે આમ કેમ ? અતિ પ્રયત્ને પ્રાપ્ત સામગ્રીને ટકાવી રાખવામાં હું પરાધીન કેમ ? તેના વિયોગને હું કેમ રોકી શકતો નથી ? શુ ? એવી કોઇ સુખસામગ્રી હશે ? કે જેની પ્રાપ્તિ પછી તેનો વિયોગ જ હોઈ ન શકે કોઇએ એવી સામગ્રી પ્રાપ્ત કરી છે ખરી ? પ્રાપ્ત કરી હોય તો કેવી રીતે કરી હશે ? પરંતુ આ રીતની વિચારણા, સમજ કે પ્રયત્નના અભાવે જીવ અવળી જ દોટે દોઠી રહ્યો છે. તેથી જ તે વધુ ને વધુ દુઃખના દાવાનલમાં હોમાતો જાય છે.

પરંતુ ઉપરોક્ત ધ્યેયને અનુલક્ષીને ભાવદયાસાગર શ્રી મહાવીર પરમાત્માએ વિશ્વના પ્રાણિયો પ્રત્યેની હિત બુદ્ધિએ ચેતનની એક એક અણુશક્તિ તથા તે શક્તિના આચ્છાદક જડ અણુશક્તિના વિજ્ઞાનને આત્મપ્રત્યક્ષ નિહાળવાનો પ્રયત્ન આદર્યો. સર્વ વિરતિરૂપ સંયમમાર્ગને અંગીકાર કરી ઘોરાતિઘોર તપશ્ચર્યા દ્વારા, આત્માની અનંતશક્તિ અને અનંત સુખના રોધક જડઅણુસમુહને આત્મઅણુઓ ઉપરથી તદ્દન દૂર કર્યા. આત્મ જ્યોતિનો ઉજ્જવલ પ્રકાશ વિશ્વમાં વિસ્તાર્યો. અને આત્મપ્રત્યક્ષ નિહાળેલ વિશ્વમાં તમામ જડ તથા ચેતન અણુના ત્રિકાલિક ગુણ અને પર્યાયને સમજાવતા ઉત્પાદ વ્યય અને ધ્રુવસ્વરૂપ ત્રિપદિના મહાવિજ્ઞાનનો વિશ્વ સમક્ષ આવિષ્કાર કર્યો કેવળ પદાર્થ વિજ્ઞાનનો જ આવિષ્કાર કર્યો, એટલુ જ નહિ, પરંતુ તે વિજ્ઞાનની પ્રયોગશાળા રૂપ જૈનશાસન નામે સંસ્થાની સ્થાપના કરી. અને તેમાં અણુપ્રયોગ સ્વરૂપ સર્વત્યાગ અને દેશત્યાગનો આચાર ધર્મ પ્રરૂપ્યો.

પ્રભુ શ્રી મહાવીર પરમાત્માના મુખ્ય શિષ્યો શ્રી ગણધરદેવોએ પોતાની બીજલબ્ધિના બુદ્ધબળે ઉપરોક્ત ત્રિપદીના વિસ્તાર સ્વરૂપ

દ્વાદશાંગી રચી. આ દ્વાદશાંગી એ જ જૈનશાસનનું મૌલિક અને વિસ્તૃત વિજ્ઞાન-મહાવિજ્ઞાન-તત્ત્વજ્ઞાન છે. સકળ જગતનું શુદ્ધ તત્ત્વજ્ઞાન આ દ્વાદશાંગીના અંશને પામીને જ વિસ્તાર પામ્યું છે.

પદાર્થજ્ઞાનનું અને શાશ્વતસુખ પ્રાપ્તિનું અતિસ્પષ્ટ તથા વિસ્તૃત તત્ત્વજ્ઞાન આ દ્વાદશાંગીમાંથી જ પ્રાપ્ત થાય છે. વિશ્વના અન્ય વૈજ્ઞાનિકો ચેતન અણુવિજ્ઞાનથી તો બિલ્કુલ અજ્ઞાત જ રહ્યા છે. આવા વૈજ્ઞાનિકો તો કેવળ જડપદાર્થનું અને તેમાં પણ પુદ્‌ગલ-પદાર્થનું જ વિજ્ઞાન આવિષ્કારિત કરી શક્યા હોવા છતા, શ્રી તીર્થંકર પરમાત્માએ આવિષ્કારિત પુદ્‌ગલવિજ્ઞાન પાસે નહિવત્ છે. શ્રી તીર્થંકર પરમાત્મા શ્રી મહાવીરદેવે આવિષ્કારિત પુદ્‌ગલ વિજ્ઞાન યા અણુવિજ્ઞાન એટલું બધું રહસ્યપૂર્ણ છે કે વિશ્વનો કોઈ દર્શનકાર કે કોઈ વૈજ્ઞાનિક તેવું વિજ્ઞાન બતાવી કે સમજાવી શક્યો જ નથી.

ઉપરોક્ત હકિકતમાં નથી અતિશયોક્તિ કે નથી પૂર્વગ્રહ, નથી દૃષ્ટિરાગ કે નથી અંધશ્રદ્ધા. ભારતના અનેકાનેક પૂર્વમહર્ષિઓએ પૂરૂં પરીક્ષણ કરીને તારવેલું અમૃત જ છે ?

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીજી મહારાજાએ સ્પષ્ટ કહ્યું છે કે આ સંસારને જન્મ દેતા રાગ, દ્વેષ, મોહ જેના ટળી ગયા હોય તે બ્રહ્મા હોય, વિષ્ણુ હોય, હર હોય કે જિન હોય, ગમે તે હોય, હું તેમને નમસ્કાર કરૂં છું.

પૂ. શ્રી હરિભદ્રસુરિજી મહારાજાએ પણ કહ્યું છે કે, મને મહાવીરદેવ તરફ પક્ષપાત નથી કે નથી કપિલમુનિ તરફ દ્વેષ. જેનું પણ વચન યુક્તિયુક્ત હોય તેનું વચન મને સર્વથા માન્ય છે.

આવી પરમ ઉદાર દૃષ્ટિવંત મહર્ષિઓએ પૂરા પરીક્ષણ બાદ સ્વીકારેલ જૈન શાસનના વિજ્ઞાન-મહાવિજ્ઞાન-તત્ત્વજ્ઞાનને અંધશ્રદ્ધારૂપ કહેવાની મૂર્ખતા કયો સુજ્ઞ મનુષ્ય કરી શકે ?

## સ્વ. વોરા દલપતરામ જટાશંકર

જન્મભૂમિ : જેતપુર (સૌરાષ્ટ્ર-મોસાળમાં)
સ્વર્ગવાસ : તા. ૧૫-૨-૭૨ મોરબી (સૌરાષ્ટ્ર)



જન્મ : તા. ૧૯-૫-૧૮૯૫ મૂળવતન : સરધાર-(સૌરાષ્ટ્ર)

અનિત્યાનિ શરીરાણિ, વૈભવોનૈવ શાશ્વત:
નિત્યં સન્નિહિતો મૃત્યુ:, કર્તવ્યો ધર્મસંગ્રહ:

*  *  *

પથી સહુ ભવપથમાં, ભેળા થયા ભાગ્યે કરી;
કોઈ આજ કોઈ કાલે, એમ જશે સૌ વિખરી.

# સ્વ. શ્રી કેશવલાલ તલકચંદ શેઠ

જન્મ · સન ૧૮૭૪, ગામ – પાટણ વાવ (સૌરાષ્ટ્ર)



સ્વર્ગવાસ : સન ૧૯૪૭, તા. ૨૫ ફેબ્રુઆરી રાજકોટ (સૌરાષ્ટ્ર)

એક દિન મરના જરૂર હે, ચલના પાંવ પસાર,
ફિર ચોરાશી યોનીમાં, જન્મ મરણ બહુવાર.
પ્રભુ ચરણ પ્રભુ ભજન બિન, ફિર જન્મે સંસાર;
એક દિન મરના એસા મરો, સમરે સહુ સંસાર.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ, વિ. સં. ૨૦૨૩ ની સાલમાં પૂ. શાસન પ્રભાવક આચાર્યદેવ શ્રી વિજયસુશીલ સૂરીશ્વરજી મ. સા. ના સદુપદેશથી તેઓશ્રીના શિષ્યરત્ન પૂ. ગણિવર્ય શ્રી વિનોદવિજયજી મહારાજની મહોત્સવ યુક્ત પન્યાસ પદવીની સ્મૃતિરૂપે શ્રી ચાંદરાઈ (રાજસ્થાન) જૈન સંઘ તરફથી પ્રાપ્ત દ્રવ્ય સહાયથી પ્રકાશિત થઈ હતી. પરંતુ હાલે તે પુસ્તકની એક પણ નકલ શિલિકમાં નહીં હોવાથી અને ઘણા તત્ત્વજિજ્ઞાસુ ભાઈ બહેનોની માગણી ચાલુ હોવાના કારણે તથા આ પુસ્તકનું સંપૂર્ણ પ્રકાશન ખરચ તત્ત્વ-જિજ્ઞાસુ તરફથી મળી જવાથી, આ દ્વીતિયાવૃત્તિ છપાવી પ્રકાશિત કરી છે.

દ્રવ્ય સહાયકે પોતાનું નામ, આ પુસ્તકમાં નહીં છપાવવામાં તેમની નિરાભિમાનતા જ છે. એ એક મહાન સદ્‌ગુણ છે. છતાં મારા બહુ આગ્રહથી તેમના બે વડીલોના ફોટા, આ પુસ્તકમાં છપાવવાની તેઓએ મંજુરી આપી છે.

આ પુસ્તકનાં પ્રુફો સુધારવામાં ખૂબ જ સાવચેતી રખાઈ છે. છતાં પ્રેસદોષ કે દ્રષ્ટિ દોષના કારણે રહી જતી ક્ષતિઓ માટે વાંચકો મને ક્ષમા અર્પે.

આ પુસ્તક પ્રકાશનના પ્રેરક, દ્રવ્ય સહાયક તથા નવપ્રભાત પ્રિંન્ટીગ પ્રેસના માલિક શ્રી જયંતિલાલભાઈ મણિલાલભાઈ કે જેઓ શ્રી દરેક પુસ્તક મને ત્વરાથી છાપી તૈયાર કરી આપે છે, તે સર્વેનો હું આભારી છું.

લી.

શ્રાવણ સુદિ પંચમી — પારેખ ખુબચંદ કેશવલાલ

વિ. સં. ૨૦૨૫ — વાવ (બનાસકાંઠા)

# સોનેરી સુવાક્યો

જો જાણે તું આપ પર, તો નિશ્ચય પર ત્યાગ;
તે જ ખરો સંન્યાસ છે, બોલે શ્રી જિનરાય.

અર્થ—જિનેશ્વર પ્રભુ બોલે છે કે હે આત્મા! તું પોતાની વસ્તુ અને પારકી વસ્તુની સમજણ મેળવ. પછી આત્મા સાથે વિચાર કરી પર રૂપ એટલે પુદ્ગલ ભાવને ત્યાગ (તે તારી વસ્તુ નથી). આ પ્રમાણે માને તે સાચો સંન્યાસ કહેવાય.

સમ્યગ્દર્શન તે જ છે, આત્માનું ઓળખાણ;
ચેતન રહે નિજ રૂપમાં, તે ચારિત્ર પિછાણ.

અર્થ—સમકીત દર્શન તે કહેવાય કે જેમાં આત્મગુણનો અનુભવ થાય (પિછાણ થાય). પછી ચેતન પોતાના સ્વરૂપમાં રહે, તેનું નામ ચારિત્ર કહેવાય.

સમ્યગ્દ્રષ્ટિ જીવને, દુર્ગતિ ગમન ન થાય;
પૂર્વ બંધ ક્ષય થઇ જતાં, જરૂર મોક્ષે જાય.

અર્થ—સમ્યગ્દ્રષ્ટિ જીવ, દુર્ગતિમાં ન જાય. (નરક અને તિર્યંચ ગતિ બંધ થઇ જાય). પછી પૂર્વકર્મનો બંધ, ક્ષય થઇ જતાં તુરત મુક્તિ નજીક આવે.

સમ્યગ્ શ્રદ્ધાવાન નર, અજર, અમર ગુણધામ;
કર્મબંધ તે નવ કરે, કરે નિર્જરા કામ.

અર્થ—સમ્યગ્ શ્રદ્ધાળુ જીવ, જરારહિત મરણરહિત હોય. અર્થાત્ સમકીત ગુણથી થોડા વખતમાં જ જન્મ મરણના દુઃખથી દૂર થાય. અને તીવ્ર કર્મ બંધ ન કરે. પરંતુ ગુણના સ્થાનરૂપ તે સમકિતી જીવ, નિર્જરા કરે.

પંકજ જળ જેમ ભિન્ન રહે, તેમ રહે સમ્યગ્‌વાન;
લિપ્ત નવિ થાય કર્મથી, આતમ શ્રદ્ધાવાન.

**અર્થ**—કમળ જેમ કાદવથી અલગ રહે તેમ સમકીતી જીવ આસક્તિ ભાવથી લેપાય નહિ, અલગ જ રહે, આકરા કર્મથી લેપાય નહિં.

જે સમતામાં લીન થઇ, કરે અધિક અભ્યાસ;
અખિલ કર્મ તે ક્ષય કરી, પામે શિવપુર વાસ.

**અર્થ**—જે સમતામા લીન થઈ ગુણો વધારવા સુઅભ્યાસ કરે, તે જીવ, સર્વ કર્મનો ક્ષય કરીને શિવપુરવાસને પામે છે.

અશુચિ દેહથી ભિન્ન નિજ, દેખે શુદ્ધ સ્વરૂપ;
તે જ્ઞાતા સૌ શાસ્ત્રનો, શિવસુખ લહે અનૂપ.

**અર્થ**—જે જીવ, આત્મસ્વરૂપને અપવિત્ર દેહથી જુદો નિહાળે છે, તે સર્વ શાસ્ત્રનો સમજનાર જાણવો. તે જ મોક્ષને પામે છે.

તજી કલ્પના જાળ સૌ, પરમ સમાધિવંત;
આતમ ધ્યાને લીન થઇ, પામે સુખ અનંત.

**અર્થ**—કલ્પના જાળ, અસ્થિર વિચારો છોડી દઈ, ઉત્કૃષ્ટ સમાધિ ગુણવાળો આત્મધ્યાને લીન થઇ, અનંત સુખરૂપ મુક્તિપદને પામે.

આપ આપ અનુભવ કરો, તો શું વાંછિત દૂર;
કેવલ જ્ઞાન પ્રગટ કરી, પામો સુખ ભરપુર.

**અર્થ**—આપણે સ્વાનુભવ મેળવીએ તો ઇષ્ટ સુખ દૂર નથી. પછી કેવલજ્ઞાન પ્રાપ્ત કરી, ભરપુર સુખ મેળવાય.

જો પરભાવ સકલ તજી, દેખો આતમ ભાવ;
કેવલ જ્ઞાન સ્વરૂપ થઈ, જલદી મોક્ષે જાવ.

**અર્થ**—પર પુદ્‌ગલભાવ તજાય તો આત્મ સ્વભાવ દેખે. પછી કેવલજ્ઞાની બની જલદી મોક્ષે જાય.

卐

# વિષયાનુક્રમ

卐



卐

ॐ ह्रीँ श्रीँ अर्हं नमः

# જૈનદર્શનમાં અણુવિજ્ઞાન



## અણુસ્વરૂપ વિચાર અને તેની વિવિધ વર્ગણાઓ

અણુશબ્દની અતિવિસ્તૃત સમજ સર્વ મનુષ્યોને કદાચ ન હોય તોપણ આજની કહેવાતી દુનિયામાં અણુશબ્દ ઘેરઘેર પ્રચલિત તો બની જ ગયો છે. વર્તમાન વિજ્ઞાને અણુશબ્દની મહત્તા સર્વ દેશોમાં ખૂબ જ વધારી મૂકી છે. જેથી અણુના વિવિધ આવિષ્કારકો કે એવી આવિષ્કારિત હકીકતોની વાત કરનારાઓ આજે હોંશિયાર તથા બુદ્ધિશાળી કે શિક્ષિત મનાય છે.

જૈનાગમોમાં તો આજના વૈજ્ઞાનિક કાળ પહેલાંનો અણુશબ્દ પ્રચલિત છે. વર્તમાન વિજ્ઞાનનો તો જન્મ પણ થયો ન હતો તે પહેલાંનું અણુનું વિશદ વર્ણન જૈનશાસ્ત્રોમાં અસ્તિત્વ ધરાવે છે. જૈનાગમોમાં વર્ણવિત અણુનું વર્ણન કેવળ જડપદાર્થની જ સૂક્ષ્માતિ–સૂક્ષ્મતાને અનુલક્ષીને નહિં હોતાં જડ અને ચેતન એ બન્ને પ્રકારના પદાર્થોને અનુ-લક્ષીને છે. જૈનદર્શન કહે છે કે જડપદાર્થના અણુમાં જે

શક્તિ છે, તેના કરતાં પણ ચેતનના એકેએક અણુમાં અનંતાનંતગણી શક્તિ છે. ચેતનના અણુ એટલા બધા શક્તિધારક છે કે જડના ગમે તેવા અણુને પણ ક્ષણમાત્રમાં શક્તિહીન બનાવી શકે છે. માટે ચેતનની અણુશક્તિને ભૂલી જઈ કેવળ જડની અણુશક્તિના આધારે જ સુખ પ્રાપ્તિના ઇચ્છુક બનવું તે કલ્પવૃક્ષને છોડી ધતુરાનો આશ્રય લેવા જેવું છે.

ચેતનશક્તિ પોતાના સંકલ્પ બળથી પણ જડપદાર્થોનો પોતાની ઇચ્છા પ્રમાણે ઉપયોગ કરી શકે છે. આ શક્તિનો સાચી દિશામાં પ્રયોગ થાય તો જડપદાર્થની સહાય વિના બધાં કાર્યો પાર પાડી શકાય. પરંતુ જડપદાર્થના અણુસમૂહે આચ્છાદિત બની રહેલ ચેતનનો અણુ પોતાની શક્તિ પ્રગટ કરવામાં પરાધીન હોઈ જીવનો પ્રયત્ન, પ્રથમ તો ચેતનના અણુને આચ્છાદિત બનાવી રહેલ જડના અણુઓને હટાવવાનો જ હોવો જોઈએ. અને તે માટે ચેતનના અણુવિજ્ઞાનની સાથે જડ અણુવિજ્ઞાનની પણ વિસ્તૃત સમજ પ્રાપ્ત કરવી જોઇએ.

જડઅણુઓ વિવિધ શક્તિધારક હોઈ શકે છે. તેમાં અમુક જડઅણુઓ એવા પણ શક્તિધારક છે કે આત્મઅણુઓમાં પ્રવેશી આત્માની અનંત શક્તિના આચ્છાદક બની રહે છે.

આવા જડઅણુઓ કેવા સ્વરૂપે વિશ્વમાં વર્તી રહ્યા છે? તે સ્વરૂપ તેઓનું કેવી રીતે અને કોણ બનાવે છે? તે સૂક્ષ્મ છે કે સ્થૂલ છે? આત્માના અણુઓ સાથે કયા કારણે અને આત્માના કેવા પ્રયત્ને સંબંધિત બને છે? સંબંધિત

થતા તે અણુઓ કેવા સ્વભાવી બને છે? દરેક અણુઓ એક સરખા સ્વભાવી બને છે કે વિવિધ સ્વભાવી બને છે? સ્વભાવ મુજબ આત્મશક્તિને કેવી રીતે આચ્છાદન કરે છે? સંબધિત બની રહેલ તે અણુઓનો સબંધ આત્માની સાથે કાયમી બની રહે છે કે અમુક ટાઇમ પૂરતો જ બની રહે છે? તેનામાં નિર્મિત આચ્છાદક શક્તિ સર્વદા એક સરખી હોય છે કે ન્યૂનાધિક હોય છે? તેને સબંધિત બની રહેતાં રોકવાના, સંબધિત બની રહેલાંને હટાવવાના શું શું ઉપાયો હોઇ શકે? એ સર્વ હકીકતની સમજણને પ્રાપ્ત કરવાના ઉદ્દેશને જ મુખ્યત્વે અનુલક્ષીને જૈનદર્શનના પ્રણેતા સર્વજ્ઞ પુરૂષોએ જડ અણુવિજ્ઞાન પ્રરૂપ્યું છે.

આત્માની અનંતશક્તિના રોધક આવા જડઅણુઓને જૈનદર્શનમાં પુદ્ગલ પદાર્થના અણુઓ તરીકે ઓળખાવ્યા છે તદુપરાંત આ દૃશ્યવિશ્વ તે પણ પુદ્ગલ સ્વરૂપ જ છે. વર્તમાન વિજ્ઞાનમાં અણુના જે વિવિધ આવિષ્કારો થાય છે, તે સર્વ અણુઓ પણ જૈનદર્શન કથિત પુદ્ગલ પદાર્થ જ છે.

"પુદ્ગલ" શબ્દ એ જૈનદર્શનનો પારિભાષિક શબ્દ છે. આધુનિક વિજ્ઞાનમાં જેને જડપદાર્થ (matter) કહે છે, તેને જ જૈનદર્શનમાં પુદ્ગલ સંજ્ઞાથી ઓળખાવ્યો છે. આ પુદ્ગલ શબ્દની વ્યુત્પત્તિ છેઃ—"પૂરણાત્ પુત્ ગલયતીતિ ગલઃ" અર્થાત્ પૂર્ણસ્વભાવથી "પુત્" અને ગલન સ્વભાવથી "ગલ" એમ બે અવયવોના મેળથી આ પુદ્ગલ શબ્દ બન્યો છે. મળવું અને વિખરાવું એ પુદ્ગલ દ્રવ્યનો સ્વભાવ છે. જૈને-

તર દર્શનોમાં પુદ્ગલ શબ્દનો વ્યવહાર કોઇ સ્થાને કર્યો હશે તો તે જુદા અર્થમાં હશે.

જૈનદર્શન સિદ્ધાન્તાનુસાર સમગ્ર વિશ્વમાં રહેલા સમસ્ત પદાર્થોના બે વર્ગ પડે છે. (૧) સચેતન અને (૨) અચેતન.

સંજ્ઞા, વિચાર, લાગણી કે ઇચ્છાનું જેમાં અસ્તિત્વ છે, તે પદાર્થો સચેતન છે. આવા સચેતન પદાર્થો તે આ વિશ્વમાં જીવ, આત્મા, પ્રાણી, જન્તુ આદિ સંજ્ઞાઓથી વ્યવહારાય છે. અવિકસિત સ્થિતિવંત આત્માઓમાં વિચાર નહિ હોતાં આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ એ ચાર સંજ્ઞાઓ જ હોય છે. સચેતન પદાર્થો તે ઇન્દ્રિયગમ્ય નહિં હોતાં તેના અસ્તિત્વની સાબિતી ઉપરોક્ત સંજ્ઞાઓથી જ થાય છે.

ઉપરોક્ત સંજ્ઞાદિથી રહિત દ્રવ્યો તે અચેતન દ્રવ્ય છે. અચેતન દ્રવ્યનું વર્ગીકરણ જૈનદર્શનમાં પાંચ પ્રકારે કર્યું છે. (૧) ધર્માસ્તિકાય (૨) અધર્માસ્તિકાય (૩) આકાશાસ્તિકાય (૪) કાળ અને (પ) પુદ્ગલાસ્તિકાય.

આ પાંચે અચેતન યા અજીવ દ્રવ્યો (પદાર્થો) માં પુદ્ગલાસ્તિકાય વિનાનાં શેષ ચાર દ્રવ્યો તે અરૂપી (રૂપ-રસ-ગંધ અને સ્પર્શ રહિત) હોવાથી ઇન્દ્રિયગમ્ય નથી; અને પુદ્ગલ દ્રવ્ય તે વર્ણ-ગંધ-રસ-સ્પર્શ યુક્ત (રૂપી) હોવાથી ઇન્દ્રિયગમ્ય છે. વિવિધ અવસ્થાઓ પૈકી અમુક અવસ્થાવસ્થિત પુદ્ગલો તે વર્ણાદિ સહિત હોવા છતાં પણ

તે વર્ણાદિની સૂક્ષ્મતાના અંગે છદ્મસ્થ જીવોને ઇન્દ્રિયગમ્ય થઈ શકતાં નથી. તો પણ તેવા પુદ્ગલોથી થતી સામુહિક ક્રિયાઓ દ્વારા તે પદાર્થો દૃષ્ટિગોચર સ્વરૂપને પામી શકતા હોવાથી તેઓનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. આ પૌદ્ગલિક પદાર્થો આ વિશ્વમાં અગણિત છે, અને તે સંસારી જીવોને અમુક અમુક પ્રવૃત્તિ કરવામાં ઉપયોગી બને છે. ઉપયોગીતા-ની વિવિધતાએ એ અગણિત પુદ્ગલ પદાર્થોને વિશ્વના પ્રાણીઓ વિવિધ સંજ્ઞાથી સંબોધે છે.

જૈનદર્શનમાં પુદ્ગલદ્રવ્યનું વર્ગીકરણ સુંદર વૈજ્ઞાનતાથી કર્યું છે. તેમાં સામાન્યત. પુદ્ગલને, અણુ અને સ્કંધ એમ બે વર્ગમાં વિભક્ત કરેલ છે. આ બન્ને વર્ગનું સૂચન તે પુદ્ગલપદાર્થની અનુક્રમે એકાકી અને સંમિલિત અવસ્થા સૂચક છે. અવિભાજ્ય અવસ્થાવંત પુદ્ગલને અણુસ્વરૂપે અને સવિભાજ્ય અવસ્થાવંત પુદ્ગલને સ્કંધરૂપે ઓળખાય છે.

પરમાણુપુદ્ગલ સૂક્ષ્માતિસૂક્ષ્મ છે. કેવલજ્ઞાની તથા પરમાવધિજ્ઞાની જ જેને જાણે છે અને દેખે છે. સાધારણ જ્ઞાનવાળા જીવો તો પરમાણુસ્વરૂપ પુદ્ગલને અનુમાનથી જ જાણી શકે છે. તે અવિભાજ્ય, અછેદ્ય અને અદાહ્ય છે. તે નથી બળતા કે નથી ભીંજાતા, જગતમાં કોઈપણ પરમાણુ નષ્ટ થતો નથી, તેમ નવો ઉત્પન્ન થતો નથી. જગતમાં જેટલી સંખ્યા પ્રમાણ પરમાણુઓ છે, તેટલી સંખ્યા પ્રમાણ જ રહેશે. અણુસ્વરૂપે રહેલ પુદ્ગલપદાર્થ સદાના માટે અણુસ્વરૂપે જ પણ રહેતા નથી. એક અણુપુદ્ગલ અન્ય

અણુ સાથે સંઘાત (એકમેક સ્વરૂપ) ભાવને પણ પામે છે. સંઘાતભાવને પ્રાપ્ત અણુસમુહને સ્કંધપુદ્ગલ કહેવાય છે. એવા દ્વિપ્રદેશી, ત્રિપ્રદેશી, યાવત્ સંખ્યાત, અસંખ્યાત, અનંત, અનંતાનંત પ્રદેશી સ્કંધો પણ આ વિશ્વમાં અનંત સંખ્યા પ્રમાણ વર્તે છે.

જગતના પ્રત્યેક દ્રશ્યપદાર્થો તે પરમાણુની જ વિશિષ્ટ રચના છે. પરંતુ તે રચના એક પરમાણુવડે જ નહિં થતાં પોતાના સંઘાતગુણથી સમવાય રૂપને જ પ્રાપ્ત કરી સ્કંધ સંજ્ઞાને ધારણ કરનાર અણુસમૂહથી જ થાય છે. અર્થાત્ દ્રશ્ય જગતનું ઉપાદાન કારણ સ્કંધપુદ્ગલો જ છે. અન્યોન્ય એક-બીજા પરમાણુ સાથે મળી જઈ સમવાયને પ્રાપ્ત અણુઓ એક બીજાથી અલગ પણ પડતા રહે છે. એક સ્કંધમાંથી અમુક અણુઓ છૂટા પડે અને તેની જગ્યાએ અન્ય અણુઓ આવી સંમિશ્રિતપણાને પણ પામતા રહે એવું ય બને.

એક અણુ યા પરમાણુ સ્વરૂપ પુદ્ગલ ઉપર જીવદ્વારા કોઈપણ પ્રયોગ થઈ શકતો નહિં હોવાથી દ્રશ્ય જગતનું ઉપાદાન કારણ સ્કંધપુદ્ગલો જ છે. કેવા પ્રકારના અર્થાત્ કેટલી સખ્યાપ્રમાણ અણુસમૂહસ્વરૂપ સ્કંધો, આ જગતનું ઉપાદાન કારણ બની શકે છે? તે ઉપાદાન કારણમાંથી વિશ્વના ભૌતિક પદાર્થોની રચના કેવી રીતે અને કોના દ્વારા થાય છે? તેની વાસ્તવિક સમજ તો જૈનદર્શનમાં બતાવેલ પુદ્ગલવર્ગણાઓનું અને તેમાંની અમુક વર્ગણામાંથી કર્મ-સ્વરૂપે પરિણામ પામેલી નામકર્મની કેટલીક કર્મપ્રકૃતિઓનું

તે વિષયના સચોટ શિક્ષિતવર્ગ પાસેથી પદ્ધતિસર કરાતા અધ્યયન દ્વારા જ પ્રાપ્ત કરી શકાય છે.

અવિભાજ્યસ્વરૂપી અને અણુસંજ્ઞાથી ઓળખાતા પુદ્દગલપદાર્થોમાં કોઈપણ એક વર્ણ, બે ગંધમાંથી કોઈ એક ગંધ, કોઈપણ એક પ્રકારનો રસ, અને રૂક્ષ યા સ્નિગ્ધ એ બે માંથી કોઈ એક, તથા શીત યા ઉષ્ણમાંથી કોઈ એક એમ બે સ્પર્શ હોય છે. આ વર્ણાદિ તે તેનો ભાવગુણ છે.

વિશ્વમાં પરમાણુ સ્વરૂપે રહેલ પુદ્દગલોમાં વર્ણાદિની સમાનતા યા અસમાનતાના હિસાબે પરમાણુઓની અનન્ત જાતિ અને ઉપજાતિઓ હોઈ શકે છે. પરમાણુઓ ગંધ-રસ અને સ્પર્શમાં અન્યોન્ય સમાનતાવાળા હોય તો વર્ણમાં અસમાનતા હોય. વર્ણ-રસ અને સ્પર્શમાં સમાનતા હોય તો ગંધમાં અસમાનતા હોય. વર્ણ-ગંધ અને સ્પર્શમાં સમાનતા હોય તો રસમાં અસમાનતા હોય. વર્ણ-ગંધ અને રસમાં સમાનતા હોય તો સ્પર્શમાં અસમાનતા હોય. આ સમાનતા અને અસમાનતા પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ અને ચાર સ્પર્શરૂપ મૂળ વર્ણાદિની સમજવી. એ રીતે તે વર્ણાદિના ઉપભેદોની તરતમતાએ કરીને પણ અન્યોન્ય સમાનતા અને વિષમતા તે પરમાણુઓમાં હોઈ શકે છે. જેમકે વર્ણમાં એક લાલરંગ લઈએ તો લાલ રંગ પણ અનેક પ્રકારે છે. એક ગુણલાલ, દ્વિગુણલાલ, યાવત્ સંખ્યાત, અસંખ્યાત, અનંતગુણ લાલ હોય. એમ લાલવર્ણમાં પણ ભિન્નત્તાના પ્રકારો વડે લાલવર્ણી પરમાણુઓમાં પણ સમાનતા અને

વિષમતા હોય. એ પ્રમાણે ગંધ-રસ અને સ્પર્શને અનુલક્ષીને પણ પરમાણુઓમાં અન્યોન્ય સમાનતા અને વિષમતા સમજવી.

એક એક પરમાણુમાં ચક્ષુરિન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, રસનેન્દ્રિય અને સ્પર્શનેન્દ્રિયનો વિષય, વર્ણ-ગંધ-રસ અને સ્પર્શ હોવા છતાં પણ તે વર્ણાદિ એટલી બધી સૂક્ષ્મતાવાળા છે કે તે ઇન્દ્રિયગોચર બની શકતા નથી. વર્ણાદિમાં વિવિધતા યા સમાનતાવાળા ઘણા પરમાણુઓનું સંઘટ્ટન થઈ તે સ્કંધરૂપે બને છે, ત્યારે જ તે વર્ણાદિની સ્પષ્ટતા આપણે ઇન્દ્રિયોદ્વારા અનુભવી શકીએ છીએ. પરમાણુના સંઘટ્ટન-સ્વરૂપ સ્કંધોમાં તો વિરૂદ્ધ વર્ણાદિવાળા અણુ-પરમાણુઓનું મિલન હોવાથી એક સ્કંધમાં પાંચે વર્ણ, પાંચે રસ, બે ગંધ અને આઠ સ્પર્શ પણ હોઇ શકે.

એક પરમાણુમાં કોઈ પણ પ્રકારનો એક જ વર્ણ, એક જ ગંધ, એક જ રસ, અને બે સ્પર્શ હોવા છતાં સમસ્ત પરમાણુઓની અપેક્ષાએ વધુમાં વધુ વર્ણ પાંચ, ગંધ બે, રસ પાંચ અને સ્પર્શ ચાર હોઈ શકે. કારણ કે મૌલિકતાની દ્રષ્ટિએ વર્ણાદિ તેટલી જ સંખ્યાવંત છે. આમાં ચાર સ્પર્શો તે શીત-ઉષ્ણ-સ્નિગ્ધ અને રૂક્ષ છે. લઘુ-ગુરૂ, મૃદુ અને કઠિન એ ચાર સ્પર્શોમાંથી એક પણ સ્પર્શ વિશ્વના કોઈ પણ પરમાણુ સ્વરૂપ પુદ્ગલમાં નહિ હોવાથી સિદ્ધ થાય છે કે એ ચારે સ્પર્શો મૌલિક નહિં હોતાં સંયોગજન્ય છે. માટે એ ચાર સ્પર્શો ઉત્પન્ન થવાની કોઈ

નિયામક પ્રક્રિયા પણ અવશ્ય હોવી જોઈએ. પરંતુ તે ક્યાંય જોવામાં આવતી નથી.

સ્કંધોમાં પણ કેટલાક સ્કંધો અષ્ટસ્પર્શી અને કેટલાક સ્કંધો ચતુઃસ્પર્શી હોય છે. ચતુઃસ્પર્શી સ્કંધોમાં પણ લઘુ, ગુરૂ, મૃદુ, અને કઠિન એ ચાર સ્પર્શોમાંથી કોઈપણ સ્પર્શ હોતો નથી. આ ચતુસ્પર્શી સ્કંધો અતિ સૂક્ષ્મ હોવાથી તેના પણ વર્ણાદિ, ઇંદ્રિયગમ્ય બની શકતા નથી.

વળી પરમાણુમાં ચક્ષુરિન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, રસનેન્દ્રિય અને સ્પર્શનેન્દ્રિયના વિષય, વર્ણ–ગંધ–રસ અને સ્પર્શ હોય છે, પરંતુ શ્રોત્રેન્દ્રિયનો વિષય શબ્દ ગુણ જ તેમાં હોઈ શકતો નથી. કારણ કે શબ્દ તે સ્કંધનો જ ધ્વનિરૂપ પરિણામ છે. એટલે એક પરમાણુમાં તે શબ્દરૂપ પરિણામને પામી શકવાની યોગ્યતા નહિં હોવાથી સંઘટ્ટન ભાવે એકમેક બની રહેલ પરમાણુસમૂહરૂપ સ્કંધ જ શબ્દ અવસ્થા પ્રાપ્ત કરી શકે છે.

વિશ્વમાં પરમાણુ તે અનન્ત સંખ્યા પ્રમાણ છે, તથા સ્કંધ પણ અનન્ત સંખ્યા પ્રમાણ છે. જીવદ્રવ્યોની સંખ્યાથી તે અનન્તગુણ છે. વિશ્વ (સમસ્તલોકાકાશ) આવાં પુદ્ગલોથી ભરચક છે.

પરમાણુની માફક સ્કંધોમા પણ વર્ણાદિની સમાનતા ય હોય અને અસમાનતા ય હોય. વળી સ્કંધોમાં તો અણુસમુહની સંખ્યામાં પણ પરસ્પર ન્યૂનાધિકતા સંભવી શકતી હોવાથી વર્ણાદિની અસમાનતા ઉપરાંત અણુસમૂહની અસમાનતાના હિસાબે પણ પુદ્ગલ દ્રવ્ય અનંત પ્રકારનાં છે.જેઈ કોઈ સ્કંધોમાં

અણુસમુહ અને વર્ણાદિની સમાનતા પણ હોઈ શકે છે. ઉપરોક્ત રીતની અસમાનતામાં પણ પુદ્ગલત્વ તો શાશ્વત છે, નિત્ય છે. પરંતુ તેની વિવિધતા અનિત્ય છે. કારણ કે વિવિધતા એ પુદ્લની અવસ્થા સૂચક છે. પુદ્ગલત્ત્વ તે દ્રવ્ય છે. વર્ણાદિ તે પુદ્ગલના ગુણ સ્વરૂપ છે. અને વિવિધ અવસ્થા તે પર્યાય કહેવાય છે. દ્રવ્ય તે શાશ્વત છે, અને પર્યાય તે અશાશ્વત છે. પર્યાય માત્ર પરિવર્તનશીલ છે. અશુભ પર્યાય શુભમાં અને શુભ પર્યાય અશુભમાં બદલાવી શકાય છે. પર્યાયની શુભતા અને અશુભતા પણ કાયમી નથી. એટલે જ આ વિશ્વરચનામાં કશુંય એકાંતે નથી સુંદર કે નથી અસુંદર. નથી સુગંધી કે નથી દુર્ગંધી. આ દુનિયા એટલે પરમાણુઓના જથ્થાનું વિવિધરંગી પરિવર્તન. તો પછી પૌદ્ગલિક અનુકુળતા કે પ્રતિકુળતામાં રાગદ્વેષ શો ?

ભૂતકાળમાં જેને ભારતના કોઈપણ જૈનેતર દર્શનકારે પુદ્ગલપદાર્થ સ્વરૂપે કદાપી નહિં સ્વીકારેલ તો પણ આધુનિક વૈજ્ઞાનિક ક્ષેત્રમાં બુદ્ધિગમ્ય રીતે પદાર્થ સ્વરૂપે સાબિત થઈ ચૂકેલ એવા શબ્દ, પ્રભા, પ્રકાશ, છાયા, અંધકાર, મનોવિચાર, ઇત્યાદિ વિવિધ પુદ્ગલ પર્યાયોનું તથા પરમાણુ, સ્કંધ, પુદ્ગલની સંઘાત અને વિઘાતની રીતિ, રૂપ–રસ–ગંધ–સ્પર્શ–પર્યાય–વર્ગણા–કર્મવર્ગણા–ગતિક્રિયા–ગતિ સંબંધી અન્ય મર્યાદાઓ, ઉત્કૃષ્ટશક્તિ, સ્થૂલ અને સૂક્ષ્મતાની દૃષ્ટિએ પુદ્ગલના ભેદ–પ્રભેદ, સંસ્થાન, પરમાણુની સૂક્ષ્મ પરિણામાવગાહન, પરમાણુની સૂક્ષ્મતા, ઇત્યાદિ પુદ્ગલ પદાર્થને લગતી હકીકતોનું

સ્પષ્ટ વર્ણન જૈનદર્શનમાં આધુનિક ઇતિહાસકાળ પહેલાનું ચાલ્યું આવે છે. જૈનદર્શનકારોએ લોકમાં રહેલાં મૂળદ્રવ્યોને જુદાં જુદાં ઓળખાવી "દ્રવ્યાનુયોગ" વિજ્ઞાન રજુ કર્યું છે. એ દ્રવ્યાનુયોગના સિદ્ધાન્તમાં દ્રવ્ય-ગુણ અને પર્યાય બતાવી જગતના વિવિધસ્વરૂપી પદાર્થોને સમજવામાં અતિ સુલભતા કરી આપી છે.

વિક્રમની ઓગણીસમી શતાબ્દી સુધી તો એ દ્રવ્યાનુયોગ માત્ર શ્રદ્ધાનો વિષય હતો, અને તર્કણાની ઢાલ હતી. પરંતુ આજે તો એ સિદ્ધાન્ત જગતની સામે વિજ્ઞાનરૂપે પ્રત્યક્ષ આવીને ઉભો રહ્યો છે. આજના વિજ્ઞાને એવા એવા આવિષ્કારો કર્યા છે કે જે સાધારણ જનતાને તો ચમત્કાર કે જાદુ જ લાગે. પરંતુ એનું બારીકાઈથી અધ્યયન કરીએ તો આપણને એના મૂળમાં પરમાણુપર્યાય અને ગુણપર્યાયના પલટાઓ બરાબર મળી આવે છે.

ઇતિહાસથી અનભિજ્ઞ લોકો કદાચ એમ માની બેસે કે અણુ-પરમાણુવાદનો પ્રથમ આવિષ્કારક "ડેમોક્રેટસ" છે. પરંતુ એવાઓને ખબર નથી હોતી કે ડેમોક્રેટસની પહેલાં પણ જૈનદર્શનમાં અણુવાદનું યથાર્થ પદાર્થવિજ્ઞાન હતું. કારણ કે જૈનદર્શનમાં અણુવાદનો સૂક્ષ્માતિસૂક્ષ્મ ખ્યાલ આપનાર પ્રભુ મહાવીરદેવ (આ અવસર્પિણીમાં થયેલ ચોવીશ તીર્થંકર પૈકી ચરમ તીર્થંકર) તે ડેમોક્રેટસ પહેલાં થઈ ગયા છે. તે વર્તમાન ઇતિહાસના પુરાવાથી સિદ્ધ છે. જૈનદર્શનના પ્રરૂપકો શ્રી તીર્થંકર દેવો જ હોય છે. પ્રભુ શ્રી મહાવીરદેવ પહેલાં

પણ જે તીર્થંકરો થઈ ગયા છે, તે સર્વેએ કહેલ પદાર્થ વિજ્ઞાનમાં અને શ્રી મહાવીરદેવે કહેલ પદાર્થવિજ્ઞાનમાં લેશમાત્ર પણ ફેરફાર નથી. જૈનદર્શનમાં તીર્થંકર તરીકે તો તે જ સ્વીકારાય છે કે જેઓએ સર્વજ્ઞતા પ્રાપ્ત કરી હોય. સર્વજ્ઞતા તે જ પ્રાપ્ત કરી શકે કે જેઓ રાગ અને દ્વેષને સંપૂર્ણપણે જીતી વીતરાગ બન્યા હોય અને એ વીતરાગ બન્યાની સાચી સાબિતીમાં તેમના જીવનનો પૂર્વભવ સહિત ક્રમબદ્ધ ઇતિહાસ હોય. વિશ્વમાં આવા વીતરાગદેવો જ પદાર્થ-વિજ્ઞાનના સંપૂર્ણ અને સત્યજ્ઞાતા હોય. સર્વજ્ઞતા એટલે આત્માના જ્ઞાનગુણની અંતિમ પૂર્ણતા. સર્વજ્ઞતા પ્રાપ્ત કરનાર દરેક આત્માઓમાં જ્ઞાનગુણની પૂર્ણતા અને અન્યોન્ય સમાનતા હોય. એટલે એક સર્વજ્ઞે કથિત જે પદાર્થજ્ઞાન હોય તે જ પદાર્થજ્ઞાન અન્ય સર્વજ્ઞે કથિત હોય. એથી જ જૈનદર્શનને, મહાવીરદર્શન કે ઋષભદર્શન નહિં કહેતાં જૈનદર્શન યા સર્વજ્ઞદર્શન નામે ઓળખાય છે. જિન એટલે રાગ દ્વેષને જીતનાર અને સર્વજ્ઞ એટલે આત્માના જ્ઞાનગુણની પૂર્ણતાવાળા. ત્રિકાલ અબાધિત પદાર્થ વિજ્ઞાનના જ્ઞાતા શ્રી સર્વજ્ઞ–વીતરાગ દેવો જ હોય. માટે તેવા પરમાત્માઓએ આવિષ્કારિત પદાર્થ વિજ્ઞાન જ વાસ્તવિક સત્ય અને સંપૂર્ણ હોય. આ રીતે પદાર્થ વિજ્ઞાનના સત્ય અને સંપૂર્ણ ઉપદેશક શ્રી તીર્થંકરદેવો તે દેહધારી ઈશ્વર તરીકે ઓળખાય. કારણ કે પદાર્થના વિષયનો ઉપદેશ દેવામાં મુખ જોઇએ અને જન્મ લેવામાં પૂર્વબદ્ધ કર્મ જોઇએ. કર્મ વિના કોઈ પણ આત્માનો જન્મ કે અવતાર

થવાનું બની શકે નહિં. કર્મરહિત બનેલ ઇશ્વર-પરમાત્મા તો દેહરહિત હોય. તેઓને તો જન્મ કે અવતાર લેવાનો જ ન હોય. ઉપર કહ્યા મુજબ તીર્થંકરદેવો આત્માના જ્ઞાનાદિ ગુણને રોકનાર કર્મોથી તો બિલકુલ રહિત જ હોય. કેવલ ભવોપગ્રાહી એવાં ચાર અઘાતી કર્મો જ તેમના આત્મામાં બાકી હોય. તે કર્મોની સ્થિતિ તેમના તે ભવ પૂરતી જ હોય અને તે ભવ પૂર્ણ થતાં સુધીમાં તો તે ભવોપગ્રાહી કર્મો પણ તેમના આત્મામાંથી સર્વથા છૂટી જવાથી તેઓ દેહરહિત ઇશ્વર-પરમાત્મા બની મોક્ષસ્થાનમાં જાય. ત્યાં સાદિ અનંત સ્થિતિમાં સદા લીન રહે.

દેહધારી ઇશ્વર પરમાત્માને વીતરાગ અને સર્વજ્ઞતાની પ્રાપ્તિ જન્મથી જ ન હોય. તે ભવના જન્મ બાદ તો યોગ્ય ઉંમરે તેઓ દીક્ષા અંગીકાર કરે. દીક્ષા અંગીકાર કરીને વીતરાગતા અને સર્વજ્ઞતાની પ્રાપ્તિ માટે ઉત્કૃષ્ટ તપ કરે. તપશ્ચર્યા દ્વારા ચાર ઘનઘાતી કર્મોનો સંબંધ તેમના આત્મામાથી છૂટી જાય એટલે તે ઘનઘાતી કર્મોવડે અનાદિકાળથી આચ્છાદિત બની રહેલા તેમના આત્માના અનંત જ્ઞાનાદિ ચતુષ્ક ગુણોની પ્રગટતા થાય. અને તેની પ્રગટતાથી જગતના સમસ્ત દ્રવ્ય–ગુણ અને પર્યાયને કોઇપણ બાહ્ય પ્રયોગવિના પણ અંજલિમાં રહેલ જળની માફક આત્મપ્રત્યક્ષ જુએ. અને ત્યારબાદ જ વિશ્વના પ્રાણીઓને તે વિષયનો ઉપદેશ આપે. આત્મપ્રત્યક્ષ થયા પહેલાં તીર્થંકરદેવો પદાર્થવિજ્ઞાન અંગેનો કંઇપણ ઉપદેશ કોઇને ય ન આપે. તીર્થંકરોની

હયાતિરહિત કાળમાં સાધુમહાત્માઓ જે ઉપદેશ આપે છે, તે સર્વજ્ઞકથિત જ ઉપદેશ હોય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જૈનદર્શનનો આટલો બધો વ્યવસ્થિત પરમાણુવાદ એ ભારતવર્ષની હજારો વર્ષ પહેલાંની અર્થાત્ વર્તમાન વૈજ્ઞાનિક ક્ષેત્રથી પણ ઘણા પૂર્વકાળ પહેલાંની સંપૂર્ણ સત્ય દેન છે.

દાર્શનિક ક્ષેત્રો તરફ દૃષ્ટિપાત કરીએ તો જૈનદર્શન, બૌદ્ધદર્શન અને વૈદિકદર્શન આ ત્રણે દાર્શનિક પરંપરાઓ ભારતમાં ઇતિહાસકાળ પહેલાંની મનાય છે: તેમાં વિશ્વ-વ્યવસ્થા અંગે વૈદિકદર્શનમાં ઈશ્વરેચ્છાની પ્રધાન માન્યતા હોવાથી તેમાં પુદ્ગલની વિચારણાને સ્થાન જ નથી. બૌદ્ધ-દર્શનમાં જડ (પુદ્ગલ)ની પ્રધાનતાનું મહત્ત્વ હોવા છતાં તે જડ (પુદ્ગલ) અંગે કંઇપણ વિશેષ વિવેચન જોવામાં આવતું નથી. જ્યારે જૈનદર્શન આ જગતની વ્યવસ્થામાં આત્મા અને જડ (પુદ્ગલ) બન્નેને સમકક્ષ માને છે. જીવ અને પુદ્ગલની ગડમથલથી જ સંસાર ચાલે છે. એટલે જૈનદર્શને, આત્મા અને પુદ્ગલોનું ઝીણવટભર્યું અને તલસ્પર્શી વર્ણન કર્યું છે. પન્નવણાસૂત્ર, લોકપ્રકાશ, તત્ત્વાર્થસૂત્ર અને ભગવતિ-સૂત્રાદિમાં આ અંગે વિશદ વસ્તુદર્શન મળે છે.

જો કે વૈશેષિક અને યોગદર્શને પરમાણુવાદને કંઈક અંશે ચર્ચ્યો છે. પરંતુ તેમની માન્યતામાં રૂપના પરમાણુઓને અને રસાદિનાં પરમાણુઓને જુદાં જુદાં મનાયાં છે. જ્યારે જૈનદર્શનને માન્ય પુદ્ગલની માન્યતામાં વિશેષતા એ છે કે

તે બીજાઓની માફક પુદ્દગલ પરમાણુઓને ભિન્ન ભિન્ન પ્રકારે નહિં સ્વીકારતાં તે કહે છે કે પ્રત્યેક પરમાણુમાં સ્પર્શ, રસ, ગંધ અને રૂપની યોગ્યતા રહે જ છે. સ્પર્શનાં પરમાણુ તે રૂપાદિના પરમાણુથી ભિન્ન નથી, એવી રીતે રૂપનાં પરમાણુ તે સ્પર્શાદિના પરમાણુથી ભિન્ન નથી. પરમાણુની એક જ જાત છે. પૃથ્વીનાં પરમાણુ પાણીમાં પરિણત થઈ શકે છે. પાણીનાં પરમાણુ અગ્નિમાં પરિણત થઇ શકે છે. પૃથ્વી–પાણી તથા અગ્નિ એ વિગેરે મૌલિક તત્ત્વ નથી. હાઇડ્રોજન અને ઑક્સીજન અણુઓને એકઠા કરી પાણી બનાવવાનો પ્રયોગ એ તેનું પ્રત્યક્ષ ઉદાહરણ છે. આ રીતે પુદ્દગલ તત્ત્વના જ્ઞાનની વાસ્તવિકતા અને તેના અનેકવિધ પર્યાયોની સંપૂર્ણતાનો ખ્યાલ આપણને માત્ર જૈનદર્શનના દ્રવ્યાનુયોગ વિષય દ્વારા જ આવી શકે છે.

જે જમાનામાં સૂક્ષ્મદર્શક યંત્રો કે ટેલીસ્કોપ જેવાં સાધન ન હતાં. તે જમાનામાં આ બધુ કહેવાયું છે. તે શી રીતે કહેવાયું હશે ? તેનો વિચાર કરતાં જિજ્ઞાસાશીલ માનવ, ઇન્દ્રિય પ્રત્યક્ષતાના નાના ખાબોચિયામાંથી નીકળી આત્મ પ્રત્યક્ષતાના મહાસાગર તરફ ઝુકવાને ઉત્કંઠિત બને છે.

માણસ દરેક વસ્તુને ઇન્દ્રિયોથી જુએ છે. પરંતુ ઇન્દ્રિયો તો કેટલું અલ્પ જોઈ શકે છે, તે વિચારો. પાણીના ગ્લાસમાં આંખથી જુઓ તો એકે જીવ ન દેખાય, પણ મેગ્નિફાઇંગ ગ્લાસથી જોશો તો હજારો દેખાશે. સાધન વિના

આંખ જે જોઈ શકતી નથી, તે સાધનથી દેખાય, અને સાધનથી પણ ન દેખાય તે જ્ઞાનીને જ્ઞાનથી દેખાય.

જેમ સાધારણ જનતા મહાન વૈજ્ઞાનિકો કરતાં સિનેમા સ્ટારને સરલતાથી ઓળખી શકે છે. એ જ રીતે સાધારણ જનતા દ્રવ્યાનુયોગ, અનેકાંતવાદ કે ભાવઅહિંસા આદિ સિદ્ધાંતોના પુરસ્કર્તા જૈનદર્શનને પણ ન ઓળખે અને મધ્યમ વિષય બતાવનાર ઇતર દર્શનને, તથા ભૌતિક આવિષ્કારક વૈજ્ઞાનિકોને તુરત ઓળખે એ બનવું સ્વાભાવિક છે. કિન્તુ વિચારકો તો જૈનદર્શનીય સિદ્ધાંતોને ભારતની પ્રાચીન દેન માની તે જૈનદર્શનના પ્રણેતા શ્રી સર્વજ્ઞ–વીતરાગ–અરિહંત પરમાત્માઓને પુનઃ પુનઃ આવકારી તેમના પ્રત્યે અત્યંત ભક્તિભાવનાવાળા બને છે.

જૈનદર્શન કથિત પુદ્ગલ વિજ્ઞાનના આધારે તો સમજી શકાય છે કે આપણને અનેકવિધ વસ્તુઓ આ સૃષ્ટિમાં દૃષ્ટિ-ગોચર થાય છે, તે દરેક વસ્તુ પ્રથમ તો કોઈપણ પ્રાણીના શરીરરૂપે જ હોય છે. જ્યારે આયુષ્ય પૂર્ણ થયે તે શરીર-માંથી શરીરધારી જીવ ચાલ્યો જાય છે, ત્યારે તે શરીરને અન્ય કોઇપણ જીવના ત્યક્ત અન્ય શરીર સાથે મિશ્રણ કરીને યા તો એવી મિશ્રણ થયેલ વસ્તુને અન્ય મિશ્રિત વસ્તુ સાથે મિશ્રણ કરીને માણસો નવી નવી ચીજો બનાવ-વાદ્વારા નવા નવા આવિષ્કારો કરે છે. આ પ્રમાણે મિશ્રિત થયેલી વસ્તુમાં પ્રાયઃ એકેન્દ્રિય જીવોનાં ત્યક્ત શરીરો હોય છે. વળી એ મિશ્રિત થયા સિવાય જે જે સ્થિતિમાં જીવો–

વડે ત્યજાયેલ હોય છે, તે તે સ્થિતિમાં રહેલ શરીરો પણ જગતને ઉપયોગી એવી અનેકવિધ વસ્તુઓ રૂપે ય બની રહે છે. કેટલાક જીવોનાં શરીર જગતને કોઈપણ રૂપે ઉપયોગી નહિં રહેવાથી તેવાં શરીરો અન્ય રૂપાંતરે પરિણમી જાય છે. મનુષ્યનાં શરીરોને બાળી નાખવામાં કે જમીનમાં દાટી દેવામાં આવે છે.

આજના વિજ્ઞાનયુગમાં પદાર્થમિશ્રણમાં જેને મૂળતત્ત્વો કહેવામાં આવે છે, તે તત્ત્વો પૈકી કેટલાંક તો ઉપર કહ્યા મુજબ ભિન્ન ભિન્ન જીવોવડે ત્યજાયેલ ભિન્ન ભિન્ન શરીરો, અને કેટલાંક ભિન્ન ભિન્ન શરીરોના મિશ્રણરૂપે છે. તેમાં જેટલી ધાતુઓ (સોનું-રૂપું-લોઢું આદિ) છે, તે પૃથ્વીકાય જીવોએ ત્યજેલ શરીરો છે. જેમ કાચ તે રેતીના રસમાંથી બનેલી વસ્તુ છે. અને રેતી એ પૃથ્વીકાય જીવોનું શરીર છે. તેમાંથી જીવ ચાલ્યો જાય છે, ત્યારે રેતીરૂપે તે નિર્જીવ શરીરમાંથી મનુષ્યો કાચ બનાવી અનેક પ્રકારની વસ્તુઓ બનાવે છે. એવી રીતે કપડું રૂમાંથી બને છે, એ રૂ કપાસમાંથી થાય છે, અને કપાસ એ વનસ્પતિકાયના જીવોનું શરીર છે. તે જીવ વનસ્પતિકાયમાંથી મુક્ત થઇ ચાલ્યો જાય ત્યારે તે નિર્જીવ કપાસમાંથી નીકળતા રૂનું કાપડ બને છે. આ પ્રમાણે અતિ સૂક્ષ્મ રીતે વિચારતાં જગતમાંની દરેક દશ્ય વસ્તુ અમુક અમુક જીવોનાં ત્યક્ત શરીર જ છે. પરંતુ તે બધું સમજવામાં જૈનદર્શન કથિત પ્રાણીશાસ્ત્રના અધ્યયનની ખાસ આવશ્યકતા છે.

આજના વૈજ્ઞાનિક યુગમાં બુદ્ધિગમ્ય રીતે પણ જેમાં જીવ હોવાનું અનેકવિધ પ્રયોગદ્વારા સિદ્ધ થઇ ચૂક્યું છે, તેવા પૃથ્વી-પાણી-અગ્નિ-વાયુ અને વનસ્પતિમાં જીવ હોવાનો જેને ખ્યાલ કે શ્રદ્ધાય નથી, તેવાઓને તો આ વસ્તુ સમજવી કઠીન છે.

ઉપરોક્ત હકીકતથી સિદ્ધ થાય છે કે દ્રશ્યજગત તે .ર્ને કોઈ જીવનું ત્યક્તશરીર, યા તો ત્યક્તશરીરોનું વિવિધમિશ્રણ, યા તો મિશ્રણ રહિત અવસ્થાન્તર શરીર, યા તો શરીરની પ્રતિછાયા અગર પ્રકાશ સ્વરૂપ છે. એટલે વિચાર ઉદ્ભવે કે એ શરીરો કઈ જાતની પુદ્ગલાવસ્થામાંથી બન્યાં? એ તત્ત્વ સમજાય તોજ આ વિશ્વનું ઉપાદાન કારણ સમજી શકાય. ઉપાદાન એટલે શું? એ એક દૃષ્ટાંતથી વિચારીએ. ઘડો માટીનો બને છે. તૈયાર ઘડો હોય અગર ત્રુટી જઈ ઠીકરારૂપે પડયો હોય તો પણ તેમાં માટીનો તો નાશ થતો જ નથી. માટે માટી એ ઘડાનું ઉપાદન કારણ કહેવાય. એવી રીતે આકાર યા અવસ્થામાં બદલવા છતાં પણ જે પદાર્થ, તે સર્વ આકાર યા અવસ્થામાં મોજુદ રહે છે, તે વસ્તુનું ઉપાદાન કારણ છે.

દ્રશ્ય જગતના સર્વ પદાર્થો તે પરમાણુ સમૂહની વિવિધ રચના છે. પરમાણુના વિવિધ યોગિક પરિણામથી જ સમસ્ત પદાર્થ-સમૂહની ઉત્પત્તિ છે. વિવિધ પદાર્થોનું વિવિધ અવસ્થાન્તર થાય તો પણ તેમાં પુદ્ગલત્ત્વ તો શાશ્વત જ છે. એટલે પ્રથમ વિચારી ગયા એ પ્રમાણે મતિજ્ઞાનાદિના ક્ષયો-

પ્રશમદ્વારા મનુષ્યો રસાયણ વિધિથી યા અન્ય કોઈ પ્રયોગોથી વિવિધ આવિષ્કારો કરી વિવિધશક્તિધારક પદાર્થો વિશ્વ સમક્ષ રજુ કરે, તો પણ તે પદાર્થોનું ઉપાદાન કારણ શોધતાં, છદ્મસ્થ ( અસર્વજ્ઞ ) મનુષ્યોની દૃષ્ટિ, દેહધારી જીવોના શરીરરૂપ પુદ્‌ગલ અવસ્થાથી આગળની કોઈપણ પુદ્‌ગલ અવસ્થામાં નહિં જઈ શકે.

પરંતુ શરીર સ્વરૂપ પુદ્‌ગલઅવસ્થા તે કઈ જાતની પુદ્‌ગલ અવસ્થામાંથી ઉદ્‌ભવી ? એ પ્રશ્નના સમાધાનમાં કેટલાકોએ પાંચભૂતોની કલ્પના કરી. પરંતુ વૈજ્ઞાનિક ક્ષેત્રમાં પ્રત્યક્ષ પ્રયોગ દ્વારા ભૂતોનું પણ વિશ્લેષણ થવાથી તે કલ્પના પણ સાચી ઠરી નહિ. સર્વ પ્રથમ ઈ. સ. ૧૬૬૧ માં થઈ ગયેલ બોયલ ( Boyle ) નામે વૈજ્ઞાનિકે પોતે લખેલ " સન્દેહવાદી રસાયણી " નામે પુસ્તકમાં પાંચભૂતો તે મૂળતત્ત્વ હોવાનો સન્દેહ પ્રગટ કર્યો. તેણે જાહેર કર્યું કે એ પાંચભૂત તો મૂળતત્ત્વ નથી જ. મૂળતત્ત્વ તો તેથી કાંઈ જુદું જ છે. એ ભૂત તો સંમિશ્રણનું જ પરિણામ છે.

અહિં શરીરો અને શરીરનું મૂળતત્ત્વ એ બન્ને છે તો પુદ્‌ગલ જ. પરંતુ તે બન્નેમાં પુદ્‌ગલ અવસ્થાની ભિન્નતા છે.

શરીર એ પરમાણુની રચના હોવા છતાં તે શરીરની રચના, એક પરમાણુ સ્વરૂપે રહેલ પુદ્‌ગલમાંથી થઈ શકતી નથી. કારણ કે જૈનદર્શનના સિદ્ધાન્તાનુસાર એક પરમાણુ ઉપર જીવનો કોઈ પણ પ્રયોગ થઈ શકતો નથી. પરંતુ

પરમાણુની યૌગિક અવસ્થારૂપ સ્કંધપુદ્ગલો ઉપર જ જીવ-પ્રયોગ થાય છે. વળી જેમ ઘડાનું ઉપાદાન કારણ માટી હોવા છતાં અમુક અવસ્થારૂપ તૈયાર થયેલી માટીમાંથી જ ઘડો બની શકે. તેવી રીતે પરમાણુની યૌગિક અવસ્થારૂપ સ્કંધ પુદ્ગલોમાંથી શરીર રચના થઇ શકતી હોવા છતાં પણ અમુક અવસ્થાવંત અને ઇંદ્રિયને અગોચર એવા પુદ્-ગલસ્કંધોમાથી જ શરીર રચના થઈ શકે છે.

આ સમસ્ત વિશ્વ છૂટા છૂટા પરમાણુઓ વડે અને પરમાણુઓની યૌગિક અવસ્થારૂપ સ્કંધપુદ્ગલોવડે ઠાંસી ઠાંસીને ભરેલું છે. તે સર્વ પુદ્ગલો, છદ્મસ્થ જીવોને ઇંદ્રિયગમ્ય નથી. છતા પણ તેનું અસ્તિત્વ બુદ્ધિગમ્ય છે.

માતાના ઉદરમાં ઉત્પન્ન થયા બાદ બાળકનું શરીર વિવિધ આકારોરૂપે બની વૃદ્ધિ પામતું રહે છે. જન્મ પામ્યા પછી પણ વજન અને ઊંચાઇ વધતી જાય છે. આ રીતે થતી વૃદ્ધિમાં નવા પુદ્ગલોનું આગમન પ્રત્યક્ષ દેખાતું નથી. પરંતુ આવેલાં તે પુદ્ગલોને શરીરવૃદ્ધિ સ્વરૂપે તો આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. એટલે સહેજે સમજી શકાય છે કે વૃદ્ધિ પામતા શરીરમાં નવાં નવાં આવતાં રહેતાં પુદ્-ગલોનું આ વિશ્વમાં અદ્રશ્યપણે પણ કોઇક અવસ્થારૂપે અસ્તિત્વ તો અવશ્ય છે જ, અને એ પુદ્ગલો જ શરીરનું ઉપાદાન કારણ છે.

જેના રૂપ-રસ-ગંધ અને સ્પર્શમાંથી એક પણ વિષયનો અનુભવ ઇંદ્રિયને અશક્ય છે, એવા સૂક્ષ્મ પુદ્ગલોનું

અસ્તિત્ત્વ આ વિશ્વમાં એકસ્વરૂપે કે એકસરખા અંશોના પ્રમાણવાળું નહિં હોતાં, લોકવ્યાપી તે પુદ્ગલો અનેક સ્વરૂપે અને અનેકવિધ અંશો (પરમાણુ) પ્રમાણ છે. સ્વરૂપ વિવિધતા અને અંશપ્રમાણની વિવિધતાનુસાર પૃથક્ પૃથક્ રૂપે રહેલ તે સર્વ પુદ્ગલોની જૈનદર્શનમાં છવ્વીસ મહાવર્ગણાઓ (જાતો) દર્શાવી છે. અને એકેક મહાવર્ગણામાં વિવિધ સ્વરૂપી અનેક પેટાવર્ગણાઓ પણ બતાવી છે. મહાવર્ગણાઓ પૈકીની કેટલીક વર્ગણાઓ તેની પેટાવર્ગણાઓ સહિત, જીવોને સંસારી જીવન જીવવામાં જરૂરી સાધનો તૈયાર કરવા માટે ઉપયોગી બની શકે છે. અને બાકીની મહાવર્ગણાઓ તેની પેટાવર્ગણાઓ સહિત, જીવને બિનઉપયોગી છે. ઉપયોગી બની શકતી વર્ગણાઓ જ આ દ્રશ્ય જગતનું ઉપાદાન કારણ છે.

બેથી માંડી યાવત્ અનન્ત પરમાણુઓનો એકીભાવ તે સ્કંધ છે. સરખી સંખ્યા પ્રમાણ એકીભાવને પ્રાપ્ત પરમાણુ સમૂહવાળા સ્કંધોની એક વર્ગણા કહેવાય, અને અમુક વર્ગણાના સમૂહની એક મહાવર્ગણા કહેવાય. એવી છવ્વીસ મહાવર્ગણાઓ આ વિશ્વમાં વર્તે છે. અર્થાત્ સમગ્ર લોકમાં વ્યાપ્ત વિવિધ અવસ્થાવંત અને ઇન્દ્રિયને અગોચર સર્વ પુદ્ગલોનું વર્ગીકરણ જૈનદર્શનકારોએ છવ્વીસ પ્રકારે કરી બતાવ્યું છે.

એક પરમાણુનો બીજા પરમાણુ સાથે થતો એકીભાવ તે બન્ધ કહેવાય છે. આવો બન્ધ ત્રણ પ્રકારના નિમિત્તોથી -

થાય છે. (૧) પ્રાયોગિક બન્ધ (૨) વિસ્રસા બંધ અને (૩) મિશ્રબંધ.

જે બન્ધમાં જીવપ્રયત્ન નિમિત્ત હોય તેને પ્રાયોગિક બન્ધ કહેવાય. આવો બન્ધ ઔદારિક શરીર આદિમાં થાય છે. જે બન્ધ કોઇના પ્રયત્ન વિના સ્વયં સ્વભાવથી થાય છે, તેને વિસ્રસાબંધ કહે છે. જેમકે ઉપરોક્ત છવ્વીસ મહા-વર્ગણા સ્વરૂપે બની રહેલ બન્ધ તથા વાદળ, ઇન્દ્રધનુષ આદિમાં થતો બન્ધ. જેમાં જીવપ્રયત્ન અને સ્વયં સ્વભાવ એ બંને દ્વારા બન્ધ થાય છે, તેને મિશ્રબન્ધ કહેવાય છે. જેમકે ઘટ, પટ, સ્તંભ આદિમાં બન્ધ.

ઉપરોક્ત છવ્વીસ મહાવર્ગણાઓમાં રહેલ બન્ધ તે વિસ્રસા બંધ છે. તે વર્ગણાઓ તૈયાર થવામાં કોઇ જીવ વિશેષનો પ્રયત્ન હોઈ શકતો નથી. વળી તે વર્ગણાઓમાં એકીભાવ પામેલા સ્કન્ધોમાં થયેલ પરમાણુ સમૂહનો બંધ પણ, કોઈ જીવોના પ્રયત્નથી થયેલ નથી. માટે જ પરમાણુ સમૂહના એકીભાવથી બનેલ સ્કંધોવાળી તે વર્ગણાઓ વિસ્રસા પરિણામી છે.

સંસારી જીવોના જીવન સાધનોમાં ઉપકારી બની શકવાની યોગ્યતાવાળી મહાવર્ગણાઓને "ગ્રહણ યોગ્ય" અને તેમાં અયોગ્યતાવાળી મહાવર્ગણાઓને "અગ્રહણ યોગ્ય" મહાવર્ગણા કહેવાય છે. ગ્રહણ યોગ્ય વર્ગણાઓ આઠ જ છે. અને શેષ મહાવર્ગણાઓ અગ્રહણ યોગ્ય છે.

જેની ઉત્પત્તિ સ્વયંસિદ્ધ હોય અર્થાત્ કોઈ દ્રવ્યના સંયોગજન્ય ન હોય એ રીતની વ્યાખ્યાનુસાર વિશ્વમાં મૂળ તત્વો યા તો વિશ્વનાં ઉપાદાન તત્વોની સંખ્યા પ્રથમ ૨૨ કે ૨૩ ની સ્વીકારી અંતે ૯૬ કે તેથી વધુ પણ સુધી સિદ્ધ કરનાર વિજ્ઞાન આજે કહેવા લાગ્યું છે કે પરમાણુની વધઘટથી જ જુદાં જુદાં મુળતત્વો બને છે. અને અણુના ઘટક ઈલેક્ટ્રોન્સની જુદી જુદી સંખ્યાના કારણે જ પદાર્થોમાં વિવિધતા આવે છે.

જૈનદર્શનની માન્યતા તો સદાના માટે એ જ હતી અને છે, કે દ્રશ્ય જગતની અનેકવિધ વિવિધતામાં પૃથક્ પૃથક્ સંખ્યા પ્રમાણ પરિણામ પામેલા પુદ્ગલ પરમાણુઓનું જ કાર્ય છે. પૂર્વે કહેલ માર્ગણાઓની વિવિધતાનું કારણ એના ઘટક પરમાણુઓની જુદી જુદી સંખ્યાના હિસાબે જ છે. તે સર્વના મૂળમાં તો માત્ર એક પુદ્ગલ દ્રવ્ય જ છે. તેમાં બતાવેલ સંખ્યા પ્રમાણ પરમાણુઓમાંથી એક પણ પરમાણુની હાનિવૃદ્ધિએ તે તે વર્ગણાઓની સંજ્ઞા બદલી જાય છે.

સંસારી જીવન જીવવાના સાધનરૂપે એકેન્દ્રિય જીવોને શરીર અને શ્વાસોચ્છ્વાસ, બેઇન્દ્રિય–તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય જીવોને શરીર–શ્વાસોચ્છ્વાસ તથા ભાષા, અને પંચેન્દ્રિય જીવોને શરીર–શ્વાસોચ્છ્વાસ–ભાષા તથા મનની જરૂરીયાત રહે છે. તેમાં શરીર રચનાને જૈનદર્શનમાં પાંચ પ્રકારે બતાવી તે વિવિધ શરીર રચનાને વિવિધ સંજ્ઞાથી

ઓળખાવી છે. (૧) ઔદારિક શરીર (૨) વૈક્રિય શરીર (૩) આહારક શરીક (૩) તૈજસ શરીર અને (૫) કાર્મણ શરીર.

મનુષ્ય અને તિર્યંચના જન્મ શરીરની રચના તે ઔદારિક શરીર કહેવાય છે. દેવ અને નારકીના જન્મ શરીરની રચના તે વૈક્રિય શરીર કહેવાય છે. કેટલાક લબ્ધિધારી મનુષ્ય અને તિર્યંચને પણ વૈક્રિય શરીર હોઈ શકે છે. ચૌદ પૂર્વધર મુનિ મહાત્માઓ તાત્વિક વિષયોના સંશય ટાળવાને પોતાની આહારક નામક લબ્ધિથી તીર્થંકર ભગવંત સમક્ષ જવા માટે મુંડા હાથ પ્રમાણની જે શરીર રચના કરે છે, તેને આહારક શરીર કહેવાય છે. આ ત્રણ શરીરો ઉપરાંત તૈજસ અને કાર્મણ એ બે સૂક્ષ્મ શરીરો પણ હોય છે, અને તે બન્ને નો દરેક પ્રાણીમાત્રને જન્મ શરીર ઉપરાંત હોય જ છે. તૈજસ શરીરને આધુનિક ભાષામાં જઠરાગ્નિ સ્વરૂપે પણ ઓળખાવી શકાય. તથા કર્મસ્વરૂપ પરિણામને પામી એકત્ર બની રહેલ પુદ્ગલ સ્કંધોની આત્મ પ્રદેશો સાથે ક્ષીરનીરવત્ સંબંધિત દશા તે કાર્મણ શરીર કહેવાય છે; જન્મશરીર તો એક ભવને અંતરે બદલાતાં રહે છે, પરંતુ તૈજસ-કાર્મણ શરીર તો સંસારી અવસ્થામાં સદાના માટે સાથે જ રહે છે. આમ હોવા છતાં પણ તેમાંથી જુનાં પુદ્ગલોનું વિસર્જન તથા નવાં પુદ્ગલોનું આગમન તો ચાલુ જ રહે છે.

આ શરીર, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મન (વિચાર) તરંગો એ પૌદ્ગલિક છે. તેની રચનાનું ઉપાદાન કારણ ઉપરોક્ત આઠ મહાવર્ગણાઓ જ છે.

જો કે દ્રશ્ય જગતનું મૌલિક તત્વ પરમાણુ જ છે. છતાં જીવના પ્રયોગનો પ્રારંભ તે આઠ ગ્રહણ યોગ્ય મહાવર્ગણાઓ ઉપર જ થતો હોઈ શ્રી સર્વજ્ઞ પુરૂષોએ દ્રશ્ય જગતના મૌલિક તત્વ તરીકે તે વર્ગણાઓને જ બતાવી છે. વર્તમાન વિજ્ઞાન જેને મૌલિક તત્વ કહે છે, તે અગર વિશ્વમાં દ્રશ્ય વિવિધ સંજ્ઞાયુક્ત વિવિધ પદાર્થો કહેવાય છે, તે સર્વે કંઈ જીવદ્વારા પ્રથમ પ્રયોગિત હોતા નથી. પરંતુ તે એક વખત પ્રયોગિત થયેલ પુદ્દગલ પદાર્થોની જ પુનઃ પુનઃ જીવ પ્રયોગ દ્વારા ઉત્પન્ન થતી વિવિધ અવસ્થાઓ છે, અને તે બધા પદાર્થો મિશ્ર-પરિણામી કહેવાય છે.

ગ્રહણયોગ્ય મહાવર્ગણાઓમાં પ્રત્યેકની પેટા વર્ગણાઓ કેટલી હોય ? દરેક પેટા વર્ગણામાં પરમાણુ સમૂહની ન્યૂનાધિકતાના હિસાબે કેટલી જાતના સ્કંધો હોય ? દરેક જાતના સ્કંધો કેટલી સંખ્યા પ્રમાણ પરમાણુ સમૂહના સંઘટ્ટનવાળા હોય ? તે મહાવર્ગણાઓને જે સંજ્ઞાઓ આપેલી છે, તે તે સંજ્ઞાનુસાર સ્વભાવના અનુરૂપ હોવાથી કઈ કઈ મહાવર્ગણાના પુદ્દગલ સ્કંધો સંસારી જીવોને કયા કયા કામમાં ઉપયોગી હોય ? અર્થાત્ કેટલી સંખ્યા પ્રમાણ સંઘાત ભાવે એકત્રિત બની રહેલ પરમાણુ સમૂહના સ્કંધો તે શરીર, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મનસ્વરૂપે પરિણમન પામી શકે છે, તેનો સ્પષ્ટ ખ્યાલ તો જૈનાગમોમાં બતાવેલ ઉપરોક્ત પુદ્દગલ વર્ગણાઓનું બરાબર અધ્યયન કરવાથી જ આવી શકે.



## પ્રકરણ ૨ જું

## અણુના આવિષ્કારો તરફ દષ્ટિપાત

જૈનદર્શનકથિત પુદ્‌ગલ દ્રવ્યોની કેટલીક હકીકતો કે જે અન્ય કોઈ દર્શનકાર કે વિજ્ઞાનકારના અનુભવમાં કે વિશ્વાસ સ્વરૂપે પણ ન હતી, તેવી બાબતોમાંની કંઈક બાબતો આજે વિજ્ઞાનને પ્રત્યક્ષ સિદ્ધ થવા લાગી છે. તો પણ હજુ એવી ઘણી બાબતો છે કે જેની પ્રત્યક્ષતાને વિજ્ઞાન અનુભવી શક્યું નથી.

પરમાણુ અને વિશ્વ નામનું એક પુસ્તક સન ૧૯૫૬ માં લંડનથી પ્રકાશિત થયું છે. તે પુસ્તકના લેખક પદાર્થ-વિજ્ઞાનના અધિકારી વિદ્વાન સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક જી. ઓ. જોન્સ, જે. રોટબ્લેટ અને જી. એ. વિટરો, તે પુસ્તકમાં લખે છે કે—

" ઘણા ટાઇમ સુધી ત્રણ જ તત્વ (એલેક્ટ્રોન–ન્યુટ્રોન અને પ્રોટ્રોન ) વિશ્વના સંઘટ્ટનના મૂલભૂત આધાર તરીકે માનવામાં આવતાં હતાં. પરંતુ વર્ત્તમાનમાં તથાપ્રકારના તત્વોનું અસ્તિત્વ હજુ પણ સંભવિત થઈ ગયું છે. મૌલિક અણુઓની આ વૃદ્ધિ બહુ જ અસંતોષનો વિષય છે. અને તેથી સહેજે પ્રશ્ન ઉઠે છે કે મૌલિક તત્વનો સાચો અર્થ અમે શું કરીએ ? પહેલાં પહેલાં તો અગ્નિ, પૃથ્વી, હવા

અને પાણી આ ચાર પદાર્થોને જ મૌલિક તત્ત્વની સંજ્ઞા અપાઇ હતી. પરંતુ ત્યારબાદ તો સમજમાં એ આવ્યું કે પ્રત્યેક રાસાયણિક પદાર્થના મૂલભૂત અણુ જ પરમાણુ છે. ત્યારબાદ પ્રોટ્રોન, ન્યુટ્રોન અને એલેકટ્રોન એ ત્રણ મૂલભૂત અણુ મનાયાં હાલમાં તો મૂલભૂત અણુઓની સંખ્યા વધી ગઈ છે, અને ફરીને પણ વધી શકે તેમ છે. મૂલભૂત અણુઓની એ, વૃદ્ધિ, પદાર્થમૂલ સંબંધી અમારા અજ્ઞાનની જ સૂચક છે. સાચી વાત તો એ છે કે મૌલિક અણુ શું છે? એ હજુ સુધી સમજવામાં આવી શકયું નથી."

આ ઉપરથી સાબિત થાય છે કે બ્રહ્માંડના સૂક્ષ્મતમ ઉપાદાનની સમજ પ્રાપ્ત કરવી એ વર્તમાન વૈજ્ઞાનિક શક્તિથી અસંભવીત છે. કારણ કે આ વિજ્ઞાન તો દશ્યજગત સુધી જ સીમિત છે. જ્યારે જૈનદર્શનના તત્વજ્ઞાનનો વિષય તો ઇંદ્રિય પ્રત્યક્ષ પૂરતો જ સીમિત નહિં રહેતાં ઇંદ્રિયાતીત વિષયોને પણ અવલોકીને અંતિમ તત્ત્વના આધારપર જ જ્ઞાનધારાને સ્પષ્ટ કરે છે. આ જ્ઞાનધારાને સમજવા માટે એકલી તર્ક બુદ્ધિ જ કામ લાગતી નથી. એના માટે તો આંતર-દૃષ્ટિ મેળવવી જોઇએ. એ આંતરદૃષ્ટિ તો આંતરદૃષ્ટિને પ્રાપ્ત તત્વજ્ઞાનીઓએ પ્રરૂપેલ તત્વજ્ઞાન દ્વારા જ મેળવી શકાય છે.

ભિન્ન ભિન્ન સ્વરૂપે થતું પુદ્ગલ પરિણમન યા પૌદ્ગલિક આવિષ્કારો થવામાં પરમાણુની વૃદ્ધિ અને ન્યૂન થવાની રીત, પુદ્ગલની અનંતશક્તિઓનું વર્ણન, પુદ્ગલની ૨૬ સૂક્ષ્મ મહાવર્ગણાઓ, ગ્રાહ્ય અને અગ્રાહ્ય વર્ગણાઓ,

અચિત્ત મહાસ્કન્ધો, પુદ્ગલના વિવિધ પરિણામો, આ બધાનું શાસ્ત્રીય વર્ણન, પદ્ધતિસર-વિસ્તારપૂર્વક અને સૂક્ષ્મ વિચારોથી જૈનશાસ્ત્રોમાં આજે પણ એટલું બધું જોવામાં આવે છે કે એવું જગતના અન્ય કોઈ ગ્રંથોમાં નથી. તેમ જ કોઈપણ વૈજ્ઞાનિક શોધી શકે તેમ પણ નથી. આત્મશક્તિ દ્વારા તેમ જ શ્રુતજ્ઞાનના અધ્યયનવડે પ્રાપ્ત વિશિષ્ટ બોધદ્વારા પુદ્ગલોનો ઉપયોગ કરી શકવાના જ્ઞાનમાં જૈનદર્શન સદાના માટે પ્રભુત્વ ધરાવતું જ રહ્યું છે અને ધરાવતું રહેશે. કારણ કે પદાર્થ માત્રના સંપૂર્ણ સ્વરૂપનું જ્ઞાન દુન્યવી કોઈ પણ સાધનોથી શોધી શકાય તેમ છે જ નહિ.

પદાર્થ વિજ્ઞાન અંગે વૈજ્ઞાનિક માન્યતાઓ બે રીતે પ્રસિદ્ધિને પામેલી છે. (૧) પ્રયોગજન્ય યા અનુભવગમ્ય અને (૨) સિદ્ધાંતજન્ય.

વૈજ્ઞાનિકો દ્વારા સર્જિત યાંત્રિક સાધન સામગ્રીઓ અને રાસાયણિક મિશ્રતા વડે ઉપાર્જિત વિવિધ પદાર્થો તે પ્રયોગજન્ય યા અનુભવગમ્ય માન્યતા છે, અને બ્રહ્માંડના સ્વરૂપ અંગેની તેમની માન્યતાઓ તે તેમના સિદ્ધાંતજન્ય છે.

વિજ્ઞાનની પહેલા પ્રકારની માન્યતા એ કેટલાક સત્યની સન્મુખ રહેતા યત્નપૂર્વકના ભૌતિક પ્રયોગનું આંશિક પરિણામ હોઈ, એ સામે જૈનસિદ્ધાંતને કોઈ મતભેદ જ નથી. કારણ કે તેવા પ્રકારના વૈજ્ઞાનિક પ્રયોગો દ્વારા તો જૈનદર્શન કથિત પુદ્ગલાસ્તિકાયની અતિ સૂક્ષ્મ હકીકતોને પણ સમર્થન મળ્યું છે. પ્રત્યક્ષ પ્રયોગોથી કરેલા કોઈપણ વૈજ્ઞાનિક

આવિષ્કારો જૈનસિદ્ધાંતથી પ્રતિકૂલ છે જ નહિ અને તેથી જ ઈટાલિઅન વિદ્વાન ડૉ. ટેસીટોરીએ પણ કહ્યું છે કે "મારો પૂર્ણ વિશ્વાસ છે કે વૈજ્ઞાનિક ક્ષેત્રમાં જેમ જેમ પદાર્થ વિજ્ઞાનની ઉન્નતિ થતી રહેશે તેમ તેમ જૈનધર્મના સિદ્ધાંતો વૈજ્ઞાનિક રીતે પ્રમાણિક બનતા રહેશે."

વર્તમાન વિજ્ઞાનની બીજા પ્રકારની અર્થાત્ સિદ્ધાંતજન્ય માન્યતાને સંપૂર્ણ સત્ય સ્વરૂપે તો સ્વીકારી શકાય તેમ નથી. કારણ કે આ વૈજ્ઞાનિક ક્ષેત્રમાં જેમ જેમ નવું સંશોધન થતું જાય છે, તેમ તેમ તેમની પૂર્વની સિદ્ધાંતજન્ય માન્યતાઓમાં વૈજ્ઞાનિકો પણ પરસ્પર અનેક પ્રકારના મતભેદો ધરાવતા જ હોય છે, અને હંમેશાં નવા નવા મતભેદો ઉભા થયા જ કરે છે. જેથી કરીને વિજ્ઞાનસ્થાપિત સિદ્ધાંતજન્ય માન્યતાઓ તો ખુદ વૈજ્ઞાનિકોને જ વારવાર બદલવી પડે છે. તો પછી જૈનદર્શનની દ્રષ્ટિએ તો તે વૈજ્ઞાનિક સિદ્ધાંતજન્ય માન્યતાઓ કેવી રીતે સત્ય પૂરવાર થઈ શકે ?

ચૌદરાજ પ્રમાણ વ્યાપી રહેલા લોક (બ્રહ્માંડ) માં સ્થિત, વિવિધ જાતના પુદ્ગલોને ગ્રહણ કરીને તેનો ઉપયોગ કરવાના વિશિષ્ટ જ્ઞાન (વિજ્ઞાન) થી જૈનદર્શન ભરપૂર છે. તેમાં આઠ ગ્રહણયોગ્ય પુદ્ગલ વર્ગણાઓને આત્મશક્તિ દ્વારા ગ્રહણ કરી તેને વિવિધ રીતે ઉપયોગી બનાવી શકવાનું જ્ઞાન તો અતિ અદ્ભૂત છે. જ્યારે વર્તમાન વિજ્ઞાન આવા જ્ઞાનથી તો બિલકુલ અનભિજ્ઞ જ છે.

હાલના વૈજ્ઞાનિક ક્ષેત્રની લોકોપયોગી પૌદ્ગલિક આવિ-ષ્કારોની હકીકતોએ કેટલાક મનુષ્યોના દિલમાં એવી ભ્રમણા પેદા કરી છે કે હાલના વિજ્ઞાન જેટલી પદાર્થ આવિષ્કારક શક્તિ ભૂતકાળમાં ક્યાંય હતી જ નહિ. પરંતુ આવા ભ્રમિત તથા ભારતવર્ષના પ્રતાપી પુરૂષોના ઇતિહાસથી તદ્દન અન-ભિજ્ઞ મનુષ્યો, સદ્ગુરૂની નિશ્રાએ રહી જૈનદર્શન પ્રણિત તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં પ્રવૃત્ત બને તો તેમને સ્પષ્ટ સમજાશે કે આ ભારતવર્ષમાં આત્મશકિતદ્વારા પુદ્ગલો ગ્રહણ કરી, ઉપયોગી બનાવી શકવાના જ્ઞાન ઉપરાંત પણ, શ્રુતજ્ઞાનના અધ્યયન દ્વારા પ્રાપ્ત વિશિષ્ટ જ્ઞાનથી કેટલાક અવનવા દ્રવ્યોના મિશ્રણ દ્વારા પણ, કાર્યો સિદ્ધ કરી શકવાની આવડત હતી.

પૂ૦ આ૦ શ્રી પાદલિપ્તસૂરીશ્વરજી મહારાજ તથા શ્રી નાગાર્જુનના પ્રસંગો, મિશ્રિત દ્રવ્યોના લેપને પગે ચોપડી આકાશમાં પક્ષીની માફક ઉડી શકવાની આવડતનું જ્વલંત ઉદાહરણ છે.

એવી રીતે અમુક મિશ્રિત ઔષધિઓના લેપથી જળ ઉપર ચાલી શકવાનાં કલ્પસૂત્રમાં આવતાં ઉદાહરણમાં બ્રહ્મદ્વીપ તાપસની પણ હકીકત પ્રસિદ્ધ છે.

વળી અમુક વનસ્પતિ આદિપદાર્થોના સંયોગથી લોઢા અને ત્રાંબામાંથી સુવર્ણ બનાવી શકવાની અનેકવિધ રીતો ભારતવર્ષમાં પ્રચલિત હતી.

વિવિધ મિશ્રિત ઔષધિ ચૂર્ણને પાણીમાં નાંખી મત્સ્ય તથા સિંહ–વાઘ વગેરે પ્રાણિઓ ઉત્પન્ન કરી શકતા હતા.

આવા પ્રકારનું વિશિષ્ટ જ્ઞાન "યોનિપ્રાભૃત" નામે ગ્રંથમાં ભરપુર હતું. આજે એ ગ્રંથ લુપ્ત બન્યો છે.

વળી રસાયણની મિશ્ર શક્તિ ઉપરાંત યાંત્રિક સાધનોમાં પણ યાંત્રિક ઘોડા, કબુતર, હાથી વગેરે બનાવી ઉડ્ડયન કરી શકવાની હકીકતો પણ પૂર્વ કાલીન દૃષ્ટાંતોમાં મળી આવે છે.

તથા વ્યાપારી હુન્નર, ઉદ્યોગ, શહેર રચના, શિલ્પ, ઈજનેરી કામ વગેરે પૂર્વકાલીન પ્રજાનું જ્ઞાન કેટલા પ્રમાણમાં વિકાસ પામેલું હતું, તેની ખાત્રી "મોહન–જો–ડેરોના અવશેષો" આજે પણ આપણને કરાવી રહ્યું છે.

ઉપરોક્ત માનવ ઉપયોગી પૌદ્ગલિક આવિષ્કારો ઉપરાંત પણ અમુક શબ્દ–ધ્વની દ્વારા જગતમાં ઉપસ્થિત મુશ્કેલીઓને દૂર હટાવવાના, દેવતાઓને પણ વશ કરી લેવાના ભૂતલ કે આકાશમાં ઉડ્ડયન કરવાના, સ્વરૂપ પરિવર્તન કરી શકવાના, ઈત્યાદિ તાંત્રિક અને મંત્રિક આવિષ્કારો બિલકુલ મામુલી દ્રવ્યથી અને અલ્પકાળ વ્યયથી ભારતના માનવીઓ કરી શકતા હતા. છતાં પણ આવા પૌદ્ગલિક અવિષ્કારો કરતાં આત્મિક આવિષ્કારોની મહત્તા તે સમયે વિશેષ હતી. એટલે પૌદ્ગલિક આવિષ્કારોનો વ્યય, પરાર્થને વિસરી સ્વાર્થવૃદ્ધિમાં, કે દયા–દાન–સહાનુભૂતિ અને પરોપકારને ભૂલી જઈ સંગ્રહવૃત્તિમાં ન હતો. વળી તે આવિષ્કારોના ઉપયોગમાં ભોગની લાલસા કે અસંતોષની જ્વાલા ન હતી. અહંભાવ-સ્વાર્થ અને ભયને ઉપસ્થિત થવા નહિં દેવામાં તે

આવિષ્કારકો સજાગ હતા. કેવળ માનવસેવાના બહાના હેઠળ અન્ય કોઈ મુંગા પ્રાણીઓ કે સૂક્ષ્મ જન્તુના સંહારપૂર્વક એ આવિષ્કારો ન હતા. ભૌતિકતાની બિમારીથી રોગગ્રસ્ત થઈ ન જવાય તેની સાવધાની હતી. કષાયોની ગ્લાની હતી. દુરાચારી વિદ્વાન કરતાં સદાચારી અભણ પ્રત્યે આદર હતો. આત્મા પ્રત્યે ઉપેક્ષાભાવ ન હતો. જેથી આધ્યાત્મિક સંસ્કૃતિના રક્ષણ સમયે ઉપસ્થિત થતી કટોકટીને નિવારવા માટે જ ભારતવાસીઓ આવા આવિષ્કારો કરી તેનો ઉપયોગ કરતા. મરણાંત કષ્ટ આવે તો પણ પરની સમૃદ્ધિ લુંટી લેવામાં કે સ્વદેહના રક્ષણ માટે પરનો ધ્વંસ કરવામા તેનો ઉપયોગ થતો ન હતો. કારણ કે સ્વાર્થ ગૌણ અને પરાર્થ મુખ્ય, એ જ ભારતવાસીઓનો અચલ સિદ્ધાંત હતો. વિવિધ પૌદ્ગલિક શકિતવંત આવિષ્કારો, વિશ્વના કોઈપણ મનુષ્યને બતાવી તેનો ઉપયોગ કરવાની વિદ્યા આપવામાં માણસની પાત્ર–કુપાત્રતા પહેલી જોવાતી. અધ્યાત્મ સંસ્કૃતિને વફાદાર, પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રીભાવ દાખવનાર, આત્મા તથા પુન્ય–પાપ–પરલોક–મોક્ષ ઈત્યાદિનો ઉપયોગવંત માનવી જ, આ વિદ્યા પ્રાપ્ત કરવામાં યોગ્ય ગણાતો. તેથી વિપરીત સંસ્કારવાળાને તે વિદ્યાઓ આપવામાં મહાન્ પાપ લેખાતું. કારણ કે આ વિદ્યાઓ પ્રયોગથી સિદ્ધ બતાવવા જતાં વાસનાનો ભૂખ્યો, તૃષ્ણાનો દાઝયો મનુષ્ય એનાથી અનર્થ મચાવી કદાચ પ્રાણીસંહારમાં એ શક્તિઓ ખર્ચી નાખે તો એ વિદ્યાઓ બતાવનાર જ, વિશ્વમાં અપયશને પ્રાપ્ત કરતો. માટે મન ઉપર અંકુશ મેળવનાર તથા કંચન–કામિનીની વાસના ઉપર જય પ્રાપ્ત કરનાર જ,

પદાર્થ વિજ્ઞાનના અસાધારણ ચમત્કારિક સામર્થ્ય વિદ્યાને પ્રાપ્ત કરવાની યોગ્યતાવાળો ગણાતો. પરંતુ જે મનોભૂમિકા પ્રાપ્ત કરવી જોઈએ, જે પ્રાણીમાત્ર પ્રતિ આત્મભાવ જાગૃત કરવો જોઇએ, પરહિત એ જ સાચું સ્વહિત છે, એવી દ્રઢ પ્રતીતિ હોવી જોઈએ, આ બધી યોગ્યતાવાળું માનસ જેઓનું ન હતું, તેવાઓ તો ઉપરોક્ત વિદ્યાપ્રાપ્તિમાં અયોગ્ય જ ગણાતા.

સમય પલટો થતાં માનવીઓમાં સ્વાર્થવૃત્તિ અને વિષય લાલસાઓની સામ્રાજ્યવૃદ્ધિએ તે વસ્તુઓના સદ્‌વ્યયને બદલે દુર્વ્યય થવાના પરિણામે, તે શક્તિઓની પ્રયોગવિદ્યા અન્યને શીખવવાનું કે બતાવવાનું તે વિદ્યાઓના જાણકારે બંધ કર્યું. એટલે ધીમે ધીમે તેનો પ્રચાર બંધ થયો. બાકી સામાન્ય વ્યવહારોપયોગી કળાઓ ચાલુ રહી, અને દિનપ્રતિદિન પોતપોતાની બુદ્ધિના ક્ષયોપશમ પ્રમાણે એવી વ્યવહારોપયોગી કળાઓના આવિષ્કારો જુદા જુદા સમયે જુદા જુદા માણસો જુદી જુદી રીતે કરતા આવ્યા છે, અને કરશે. ભારત ઉપર અવારનવાર વિદેશી સત્તાઓના જોરે ભારતની કળા–કૌશલ્યતા–હુન્નર, અને તેને લગતું સાહિત્ય, એ સર્વ હકીકતને લગતો ઇતિહાસ નષ્ટ થયો. તેમાં ય છેલ્લી બ્રિટિશ સામ્રાજ્યની સત્તાએ, પશ્ચિમની જ સંસ્કૃતિનો ઇતિહાસ, તથા પશ્ચિમની કળાકુશળતા અને પશ્ચિમની સંસ્કૃતિનો જોરશોરથી પ્રચાર કર્યો. હિંદુસ્તાનની પ્રજામાં ભારતીય સંસ્કૃતિ ભુંસાવા લાગી. અને ભારતીય યુવાનોને શિક્ષણના બહાને વિદેશી સંસ્કૃતિથી

જ શિક્ષિત બનાવવા માંડયા. બ્રિટિશ સત્તા ગઈ તો પણ બ્રિટિશ સંસ્કૃતિનાં બીજ રોપતી ગઈ અને સુધરેલા કહેવાતા ભારતવાસીઓ વડે જ તે બીજનાં વૃક્ષ ઊભાં થયાં. આના પરિણામ સ્વરૂપે ભારતની ઉગતી પ્રજાનું માનસ પાશ્ચાત્ય વૈજ્ઞાનિકના આવિષ્કારો પ્રત્યે જ ખેંચાયું. પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોના સાહિત્યો દ્વારા, અધ્યાત્મ યા આત્મિક દ્રષ્ટિકોણ વિનાના કેવળ ભૌતિક્તાના જ પોષક વૈજ્ઞાનિક આવિષ્કારોનો જોરદાર પ્રચાર વધ્યો. અવારનવાર ભારતના જ વર્તમાનપત્રો દ્વારા પ્રગટ થતી નવા નવા આવિષ્કારોની લેખમાળાએ વાંચી ભારતવાસીઓ મુગ્ધ બન્યા. આથી તેમના માનસ ઉપર એવી છાપ પડી કે, હાલના પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોમાં પદાર્થ-વિજ્ઞાનના આવિષ્કારો દ્વારા વિશ્વની જનતાને સુખી કરવાની જેટલી આવડત (જ્ઞાન) છે, તેટલી આવડતવાળા કોઈપણ મનુષ્યો આ વિશ્વમાં ભૂતકાળે હતા જ નહિં.

પરંતુ એમને માલુમ નથી કે વિજ્ઞાનને પણ ટપી જાય તેવી આધ્યાત્મિક શક્તિદ્વારા તેમજ શ્રુતજ્ઞાનના અધ્યયન દ્વારા પ્રાપ્ત કરાતા વિશિષ્ટ જ્ઞાન (વિજ્ઞાન)માં ભારત સદાના માટે પ્રભુત્વ ધરાવતું રહ્યું છે, અને રહેશે.

કેવળ ભૌતિક સુખના જ દ્રષ્ટિવાળા માનવસમૂહ પાસે વિવિધ પ્રકારી પૌદ્ગલિક આવિષ્કારોની કળાઓ સ્પષ્ટપણે પ્રયોગદ્વારા રજુ કરવાથી માનવ મનની વાસનાનો પોષક બની જાય, ઇંદ્રિયોની લાલસાનો ગુલામ બની જાય અને હૃદયમાંથી નિજાનંદની મસ્તીને ભૂલી જવાવાળો બની જાય. એ કારણોથી

જ ચમત્કારિક સામર્થ્યને આપનાર પૌદ્ગલિક રહસ્યોને સામાન્ય અજ્ઞાન પ્રજાને છૂટે હાથે વહેંચવાનું ભારતના પૂર્વ પુરૂષો દ્વારા બંધ થયેલું હોવા છતાં, તે ઉત્તમ રહસ્યોનો નાશ ન થાય તે માટે તેને સામાન્ય બુદ્ધિવંતો સમજી ન શકે એવી રીતે વિવિધ સંકેતોમાં પણ એવા સ્વરૂપે સંગ્રહી રાખ્યું કે, શોધક બુદ્ધિના અધિકારી મહાપુરૂષોને એ રહસ્ય મેળવી લેવામાં મુશ્કેલી ન પડે. એ ગુપ્તજ્ઞાન સદ્ગુરૂ દ્વારા સત્પુરૂષો જ મેળવી શકે છે.

વૈજ્ઞાનિકોએ અનેક પૌદ્ગલિક આવિષ્કારો દ્વારા અનેક પ્રકારની દુન્યવી અનુકૂળતાઓ કરી આપવા છતાં, એટમબોમ્બ આદિ કેટલાક આવિષ્કારો વિશ્વ સન્મુખ રજૂ કરી દુનિયાને ભયભીત બનાવી દીધી છે. ગમે તેવું ખાવાનું, પીવાનું, ભૂમિ ઉપર કે આકાશમાં સ્હેલાઈથી ત્વરિત રીતે ગમન કરવાનું મળવા છતાં તે બધી અનુકૂળ સામગ્રીઓના ભોક્તા એવા માનવસમૂહને, આધુનિક બોમ્બ વર્ષા ક્યારે ભસ્મીભૂત કરી નાખશે, તે કલ્પવું ય મુશ્કેલ છે. આવા વિનાશક બોમ્બોથી અથવા તેની સામે તે જ જાતનાં સંહારક શસ્ત્રો યા બોમ્બો બનાવવાની સૌ વાતો કરે છે, પરંતુ તે વિનાશક બોમ્બનો ઉપયોગ નિષ્ફળ જાય એવા પ્રકારના સંરક્ષક આવિષ્કારનો શોધક, આધુનિક વૈજ્ઞાનિક ક્ષેત્રમાં હજુ કોઈ નીકળ્યો નથી. અને તેવા પ્રકારના સંરક્ષક શસ્ત્રો યા બોમ્બોનો આવિષ્કાર નહિ નીકળે તો હીરોશીમા અને નાગાસાકીની જેમ સમસ્ત વિશ્વમાં ક્યારે ઓચિંતો કોલાહલ મચી ઉઠશે, તે કલ્પવું ય મુશ્કેલ છે.

આજના એટમબોમ્બ અને હાઇડ્રોજન બોમ્બ જેવા તો નહિ, પરંતુ તેની માફક અગ્નિવર્ષા વડે વિનાશક શક્તિધારક પૌદ્ગલિક આવિષ્કારો ભૂતકાળમાં પણ ભારતવર્ષમાં હોવાનું પ્રમાણ આજે પણ જૈનાગમોમાં મળી આવે છે. પરંતુ આજના વિજ્ઞાનવાદ કરતાં તે સમયના વિજ્ઞાનવાદની મહત્તા એ હતી કે, ઉપરોકત રીતના સંહારક આવિષ્કારિત પ્રયોગોને નિષ્ફળ કરનાર એવા, સંરક્ષક આવિષ્કારો પણ તે સમયમાં વિદ્યમાન હતા. આ બન્ને પ્રકારના આવિષ્કારો તે અનુક્રમે તેજોલેશ્યા અને શીતલેશ્યા નામે ઓળખાતા હતા. તેજોલેશ્યા વિનાશક હતી, જયારે શીતલેશ્યા સંરક્ષક હતી. એ બન્ને આવિષ્કારો પૌદ્ગલિક હોવા છતાં તેની આવિષ્કાર પદ્ધતિ આજના જેવી ખર્ચાળ ન હતી. તેની પ્રક્રિયા એવી હતી કે આવિષ્કારક પોતે છ મહિના સુધી બન્ને હાથ ઊંચા રાખી એક મુઠ્ઠી અડદ અને ચોગલું ઉષ્ણપાણી, છઠ્ઠના પારણે લેતો. અને એ રીતે પારણું કરી પુનઃ છઠ્ઠ ( બે ઉપવાસ ) કરતો. એમ કરતે કરતે છ મહિને તે તેજલેશ્યાની સિદ્ધિ પ્રાપ્ત કરતો. જેમ આજની અણુશક્તિની પ્રગટતામાં વૃદ્ધિ પામતા તાપક્રમની આવશ્યકતા રહે છે, તેમ તેજોલેશ્યા પ્રગટ કરવામાં તેની તમામ કાર્યવાહી, સાધકની શારીરિક ગરમીને જ પ્રદીપ્ત કરવાવાળી હતી. જ્યારે શીતલેશ્યાની કાર્યવાહી શીતલતા વહન કરવાવાળી હતી. તેજોલેશ્યા દ્વારા શરીરમાંથી ઉત્પન્ન કરાતી અગ્નિવર્ષા, મહાનમાં મહાન સોળ દેશોને એક સાથે અલ્પ સમયમાં

ભસ્મીભૂત કરવામાં શકિતકારક હોતી. તોપણ તે ઉષ્ણુતાનાં કિરણો બહુ વિસ્તૃત રીતે નહિ પ્રસરાવતાં એક જ સ્થાન કે એક જ વ્યકિત ઉપર પ્રસરાવવાથી તેટલાને જ નુકસાનકારક થતાં. બન્ને લેશ્યાનું વર્ણન પૂ૦ શ્રી ભગવતીજી સૂત્રમાં પ્રદર્શિત હોવા છતાં શીતલેશ્યાની સાધક પ્રક્રિયા તેમાં જોવામાં આવતી નથી. આ રીતે પુદ્‌ગલની અનેક શકિતઓને પ્રગટ કરવાવાળા વિવિધ આવિષ્કારો પૂર્વકાળમાં ભારતમાં પણ વિદ્યમાન હતા. પરંતુ વિવિધ પૌદ્‌ગલિક શક્તિઓ કરતાં ચેતન (આત્મા) અનંતગુણ શકિતવંત છે, એ ખ્યાલ પૂર્વ સમયમાં ભારતવાસીઓને સારી રીતે હતો. પૌદ્‌ગલિક આવિષ્કારોનો પણ આવિષ્કારક તો ચેતન જ છે. એટલે પૌદ્‌ગલિક આવિષ્કારોમાં પ્રયત્નશીલ બની રહેલો ચેતન જો પ્રચ્છન્નભાવે રહેલી આત્મિક શક્તિઓનો આવિષ્કારક બને, તો તે વિશ્વમાં રહેલ તમામ પદાર્થની તમામ પ્રકારની શકિતઓનો જ્ઞાતા બની સ્વ અને પરનો કલ્યાણકારક બની જાય.



## પ્રકરણ ૩ જું

## શાશ્વત અને સત્યસુખની સમજ

પૌદ્‌ગલિક સુખ ગમે તેટલું હોય તો પણ કેવળ કલ્પનાનું જ સુખ છે. વાસ્તવિક સુખ નથી. એવાં સુખો તો આત્માએ અનંતીવાર પ્રાપ્ત કર્યાં. પણ એથી આત્મામાં કંઈ પ્રકાશ થયો નથી. તેમજ કર્મરાજાની ગુલામીએ સર્જેલો અંધકાર ગયો નથી. માનવીએ એવા સુખને ચાહવું જોઈએ કે જે કેવળ અચળ હોય. જે કોઈથી ઝૂંટવી કે લૂંટી શકાય નહિ. જેનો કદાપિ નાશ થાય જ નહિં. આવું શાશ્વત સુખ બીજાને આધિન નથી. પરંતુ આપણા પોતાને જ સ્વાધિન છે. વળી તે સુખની પ્રાપ્તિ કોઈપણ જાતનો પૈસાનો ય ખર્ચ કર્યા વિના મફત મેળવી શકાય છે. આત્મિક સુખના નક્કર અને ચોક્કસ અનુભવી સંત પુરૂષો ફરમાવે છે કે સંસારી જીવોની સુખ–દુઃખ અંગે કલ્પના યા માન્યતા નરદમ જૂઠી છે. વાસ્તવમાં તે સુખ જ નથી. ફક્ત મનમાન્યા સુખનો જ તે પડછાયો છે. આખરે તેનું પરિણામ દુઃખરૂપ છે. પરંતુ કમળાના રોગીને જેમ ધોળી વસ્તુ તે પીળી લાગે, તેમ અજ્ઞાનદશાથી ટળવળતા વેલછાલર્યા જીવોને સત્ય સુખનું સ્વરૂપ, મિથ્યાત્વ ( તત્ત્વાતત્ત્વનો અવિવેક ) રૂપ કમળાવાળી અવસ્થામાં, ન જ સમજાય એ સ્વાભાવિક છે.

જડવિષયો મારફત જ સુખ મેળવવું, એ મળે તો બહેકીને મહાલવું, ભાનભૂલા બનવું, અને ન મળે તો લાચાર ઓશિયાળા થવું, શરીર–ઇન્દ્રિય અને મનને જે પ્યારૂં હોય તેને જ યેનકેન પ્રકારે મેળવવું, અને જે અણગમતું હોય તેને તુચ્છકારી–ધુતકારી કાઢવું, એ જ અજ્ઞાન દશા છે. અનાદિકાળથી જીવના સ્વરૂપ સાથે વણાઈ ગયેલ મિથ્યાત્વ દશામાં ચકચૂર બનેલ આત્માઓ દુઃખની ખાણને જ સુખનો ઈલાજ સમજી તેની મારફત સુખશાંતિ મેળવવા વલખાં મારે છે. અને એ રીતે આશામાં ને આશામાં જ મરી ફીટે છે, તો પણ તેઓનું દાળદર લગીરે ફીટતું નથી.

જેમ બિચારો ભોળો હરણીયો નાભિમાં જ ખુશબોદાર કસ્તુરી હોવા છતાં તેનો અજાણ હોઈ તે કસ્તુરી મેળવવા ચારે બાજુ રઝળી રવડી વિટંબના પામે છે. તેવી રીતે મિથ્યાત્વ અંધકારમાં અટવાયેલ મનુષ્યને સાચું સુખ પોતાના જ આત્મામા રહેલું હોવાનો ખ્યાલ નહિં હોવાથી બહાર તે લેવા માટે દોડધામ કરે છે. પરંતુ તેથી તો તે સુખ-પ્રાપ્તિના બદલે દુ.ખ પ્રાપ્તિની ગર્તામાં જ અથડાય છે. તેની આશા અને વિહ્વલતા તથા અસ્થિરતા અને મલિનતા તે અવિદ્યા અને અપૂર્ણતાના સહચારી બને છે.

ઇંદ્રિયોના વિષયમાં મોહિત બનેલ માનવી સમ્યગ્ જ્ઞાનરૂપી અક્ષય ખજાનાને સમજી શકતો નથી. તેવો મૂઢમતી માનવી જ્ઞાનામૃતનો ત્યાગ કરીને ઇંદ્રિયાર્થમાં રાગાતુર બને છે. ઇંદ્રિયોના વિષયોની આસક્તિ તેના વિવેકનો નાશ

અને સમાધિનું હરણ કરે છે. એવાઓ આત્મિક સુખના અજાણ અને અશ્રદ્ધાળુ હોવામાં તેઓની ભૌતિક દ્રષ્ટિ જ કારણ છે. આધ્યાત્મિક દ્રષ્ટિ ખુલે ત્યારે જ માનવ, આત્મિક સુખને સત્ય અને શાશ્વતરૂપે સમજી શકે છે.

ભૌતિકદ્રષ્ટિ અને આધ્યાત્મિકદ્રષ્ટિ વચ્ચે તફાવત એ છે કે–ભૌતિકવાદિ તે ઇંદ્રિયો માટે સ્વતંત્રતા માગે છે, ત્યારે અધ્યાત્મવાદી ઇંદ્રિયોના વિષયોમાંથી સ્વતંત્ર થવા ઇચ્છે છે. એકનો પ્રયત્ન અને આકાંક્ષા તે સ્થૂલ અને ક્ષણિક માટેનો છે, જ્યારે બીજાનો ઝૂકાવ તે સૂક્ષ્મ અને શાશ્વત માટે છે.

શરીર માટે આત્મા? કે આત્મા માટે શરીર? એની પસંદગીનો સવાલ છે. પોતાનું મકાન રેતી પર બાંધવું છે કે પહાડની-ટોચ પર બાંધવું છે? એના ઉપર જ અંતિમ વિજયનો આધાર છે, ઇંદ્રિયો માટે ખેંચાય છે, તે ઇંદ્રિયો સાથે નાશ પામે છે. જે ઇંદ્રિયાધિન દશામાંથી મુક્ત બને છે, તે જ પાર્થિવ પાશમાંથી છૂટી અનંત જીવનને પ્રાપ્ત કરે છે.

વિશ્વના પ્રત્યેક પ્રાણીનો આત્મા, સર્વ સુખસમૃદ્ધિ સામર્થ્ય અને જ્ઞાનનો નિરંતર વહેતો નિર્મલ ઝરો છે. આ આત્મ પ્રયત્ન વડે જ, પ્રવાહ સ્વરૂપે આ દ્રશ્ય વિશ્વની ઉત્પત્તિ થતી રહે છે. એ વડે જ અનેક પૌદ્ગલિક ચમત્કારો સ્થૂલ યા સૂક્ષ્મરૂપે સર્જાય છે. આ આત્માને ગમે તે નામથી સંબોધો. તેને આત્મા કહો, સત્ય કહો કે ઈશ્વર કહો, પરંતુ તેના અનંતચતુષ્ક (અનંતજ્ઞાન–અનંત દર્શન–અનંત ચારિત્ર

અને અનંત વીર્ય )ની પ્રાપ્તિ—પ્રગટતા એ જ નિઃશ્રેયસની સિદ્ધિ છે. એમાં જ શાશ્વતસુખની પ્રાપ્તિ છે.

આપણા તત્વદર્શીઓએ, એ સિદ્ધિને માટે યોગ, ભક્તિ અને તત્ત્વજ્ઞાનના માર્ગો દર્શાવેલા છે. મનુષ્ય આ માર્ગને અનુસાર જેમ જેમ આગળ વધે છે, તેમ તેમ દેવત્વ—યા ઈશ્વરત્વનો પ્રકાશ તેનામાં પ્રગટ થતો જાય છે, અને કોઈ અલૌકિક આનંદની કળા તેનામાં જાગૃત થતી જાય છે.

વર્તમાન વિજ્ઞાનના પ્રભાવને લીધે આજે લોકો સર્વ શક્તિમાન આત્મસત્તાની ઉપેક્ષા કરી રહ્યા છે. પરંતુ એના સિવાય બીજે ક્યાંયથી પ્રકાશ મળી શકે તેમ નથી. એક વાત આપણે યાદ રાખવી જોઈએ કે સત્ય અને ઈશ્વરપણાની પ્રાપ્તિ બહારથી નથી, એનો વાસ આત્મામાં જ છે. એના માટે આપણે આત્મબોધ અને આત્મ નિરીક્ષણ કરવું જોઈએ, કારણ કે સૌથી મોટું વિજ્ઞાન અધ્યાત્મ જ છે.

આ વસ્તુનું ભાન જીવ માત્રને થાય તો તેવા જીવો આ લોકમાં ય સુખી બને છે, અને ક્રમે કરીને શાશ્વત સુખને પામે છે. આત્મિક સુખ માટેનો અભિલાષ જનતામા પ્રગટે તો જનતામાં ચાલી રહેલા કેટલાય અનિષ્ટોનો નાશ થયા વિના રહે નહિ. જગતમાં આજે બાહ્ય પૌદ્ગલિક સુખ માટે જ હોડધામ મચી રહી છે. દેશ—જાતિ તથા કુળને નહિ છાજતાં વર્તનો થઈ રહ્યાં છે. અને જે અનર્થ ભરેલા કાવત્રા યોજવા-માં આવે છે, તેનું કારણ એક જ છે કે દુનિયાના જીવો આજે આધ્યાત્મિક દ્રષ્ટિ ચૂકી જઈને બાહ્ય પદાર્થો દ્વારા થતા કાલ્પ-

નિક સુખમાં જ ફસાઈ પડ્યા છે. આજે એવા સુખની જ પ્રાપ્તિના આવિષ્કારોની દરેક દેશોમાં હોડ લાગી છે. પરંતુ એ સુખને સાચું માનવાની ભ્રમણા ભાંગી જાય, અને સૌને એમ થઈ જાય કે "મારે તો મારા આત્મામાં જ રહેલું સુખ પ્રગટ કરવું છે," તો જર જમીન અને જોરૂ આદિ માટે થતી કેટકેટલી તકરારોનો અંત આવી જાય. એટલે શક્ય હોય તો દુન્યવી સુખના સાધનોનો ત્યાગ કરી આત્મિક સુખ પ્રાપ્તિના માટે સંયમ સ્વીકારે. જેનામાં એ શક્તિ ન હોય તેઓ બાહ્ય સુખના સાધનોમાં રાગી બની ન જવાય એની કાળજી રાખે, અને ઉદાસીન ભાવે સંસારમાં રહીને પણ આત્મિક વિકાસ માટે પ્રયત્ન કરે. પરંતુ આત્મિક સુખથી અનભિજ્ઞ અને આધુનિક વિજ્ઞાનની વિવિધ સિદ્ધિઓમાં રાચતો આજનો માનવી, તે પાર્થિવ દ્રષ્ટિએ અત્યંત સક્રિય હોવા છતાં આંતરદ્રષ્ટિએ તદ્દન નિષ્ક્રિય હોવાથી તેના જીવનમાંથી સ્વસ્થતા અને સંતોષે વિદાયગીરી લીધી છે. સુખ અને શાંતિ તો તેના જીવનમાંથી કેટલાંય દૂરદૂર વસી રહ્યાં છે. કારણ કે આધુનિક વૈજ્ઞાનિક સાધનો–સગવડોને તેણે ગુલામ બનાવવાના બદલે પોતે જ એનો ગુલામ બની રહ્યો છે. વિજ્ઞાનની મદદ વડે આકાશમાં ઉડી ચંદ્રલોકમાં પણ પહોંચી શકવાનું ગૌરવ અનુભવતો માણસ. આંતરિક જીવનના ઘડતરની દ્રષ્ટિએ તો પીછેહઠને જ પામતો હોઈ, અસ્વસ્થતા અને તૃષ્ણાની લડભડની જ્વાલામાં બળી રહ્યો છે. શાંતિ અને સંતોષ પ્રાપ્તિ માટે ભારતના ત્યાગી સંતપુરૂષોનો આશ્રય છોડી દઈ, તે આધુનિક વિજ્ઞાનની જ વિચારધારાનો આશ્રિત બન્યો છે. અને વિજ્ઞાને માન્ય દ્રષ્ટિ-

બિંદુના આશ્રયે જ સુખ-શાંતિ પ્રાપ્ત કરવાની આશાવાળો છે. એને ખબર નથી કે તેની એ આશા ઝાંઝવાના જળ જેવી અને પાણી વલોવી માખણ પ્રાપ્ત કરવા જેવી છે.

ભૂતકાળમાં ભારતની ભૂમિપર પૌદ્ગલિક આવિષ્કાર સ્વરૂપે અનેક પ્રકારનું પદાર્થવિજ્ઞાન પ્રવર્તતું હોવા છતાં, તે વિજ્ઞાનને જીવનમાં ઉપયોગી બનાવનાર માનવની દ્રષ્ટિ (લક્ષ્ય) કેવળ શારીરિક અનુકૂળતા ઉપર જ ન હતી. આત્મિક શુદ્ધસ્વરૂપ પ્રાપ્તિનો અને તેના સુખનો જ તે અભિલાષી હતો. રૂપ-રંગ-રસ કે સ્પર્શની અનુકૂળતા અનુભવવા સમયે પણ, આત્મિકદ્રષ્ટિનો ઉપયોગી હતો. શારીરિક કે અન્ય કોઇ પણ પ્રકારની પૌદ્ગલિક અનુકૂળતાને જીવનના સાધ્ય તરીકે નહિં સ્વીકારતાં સાધનસ્વરૂપે સ્વીકારતો. સાધ્ય પ્રાપ્ત થયેથી સાધન ત્યાજ્ય હોવાની સમજવાળો હતો. સત્ય-સંયમ-શિસ્ત નીતિ ન્યાય તથા પ્રમાણિકતા એ તમામ મૂલ્યો આંતરધર્મમાંથી જ ઉદ્ભવતાં હોવાથી દૈહિક કરતાં આતરિક સુખપર તેનું ધ્યાન વિશેષ હતુ. ભારતવર્ષની પૂર્વકાળની સંસ્કૃતિ આ પ્રમાણે હતી, જ્યારે આધુનિક વૈજ્ઞાનિક જગતે તો બાહ્ય-જીવનની જ પ્રીતિનો સ્વીકાર કર્યો છે મન, અંતરાત્મા, ચેતના વગેરે તત્ત્વોને એ અંશતઃ કબુલે છે, પરંતુ માનવીના ઘડતરમાં તેનું વિશેષ પ્રાધાન્ય તે સ્વીકારતું નથી. અત્યારે વિજ્ઞાનનો ઝોક બાહ્ય ઉપકરણોની પ્રાપ્તિ અને વૃદ્ધિ તરફ જ રહે છે. વિજ્ઞાન માને છે કે બાહ્ય સગવડોનાં સાધનો પર્યાપ્ત પ્રમાણમાં માનવીને મળી રહે તો આંતરમનનું સુખ આપો

આપ પ્રેરાશે. પરંતુ એ જેમ સગવડો અને સાધનોની વૃદ્ધિ કરતું જાય છે, તેમ તેમ માનવીની જરૂરિયાતોને પણ વધારવાના પ્રચાર દ્વારા માનવીને તૃષ્ણાની જ્વાલાઓમાં હોમતું જાય છે, એનું એને ભાન નથી. વિજ્ઞાન પર જ આધારિત સમાજનાં પ્રધાન લક્ષણો તે અશ્રદ્ધા અને નિરાત્મવાદ છે. વિજ્ઞાનની નજર સમક્ષ જે સાધ્ય છે, તે સાધ્યની સિદ્ધિ અર્થે ગમે તેવાં હિંસક સાધનોનો ઉપયોગ પણ એને સ્વીકાર્ય છે.

આધુનિક વિજ્ઞાનના ઉદય પહેલાં આપણા ભારતદેશમાં ધર્મની આસ્થાએ જીવનમાં કેટલાંક આવકારદાયક મૂલ્યો પ્રેર્યાં હતાં. તે સમયના સમાજમાં દુરાચાર કે પાખંડ બિલકુલ ન હતાં, એવું નહિં. પરંતુ તેના પર આડકતરો અંકુશ હતો. દુરાચારીઓ કે અધર્મીઓનો સમાજમાં દરજ્જો ન હતો. દુરાચારીઓ અને અધર્મીઓના દુરાચાર કે અધર્મને સમાજમાં કોઈ વધાવી લેતું નહિ. તેમની ઇજ્જત થતી નહિં. જ્યારે આધુનિક નવા માપદંડ પ્રમાણે કોઇ દુરાચારી જ નથી. ભૂલ એ વૃત્તિનું કોઇ સ્ખલન જ છે. વૃત્તિનો પ્રાકૃતિક આવેગ એ જ મહત્વનો છે. તેના પર સમાજના યા કુટુંબના જે રંગોનો ઢોળ ચડ્યો છે, અને જેને આપણે સંસ્કાર કહીયે છીએ, તેને નવા સમાજમાં દંભ અને ભ્રમ કહેવામાં આવે છે. આવા શિસ્ત અને સંયમ સામે બંડો પોકારનાર તે, સાહિત્યમાં પ્રગતિશીલ અને સમાજમાં ક્રાંતિકારી કહેવાય છે. આ નવા આગ્રહથી સમાજનાં બંધનો શિથિલ થયાં છે. સમાજ વધારેને વધારે અસ્વસ્થ બન્યો છે, તે નજરે જોવાતું હોવા છતાં કબુલાતું

નથી. આત્મા–પુનર્જન્મ–પુણ્ય અને પાપમાં આસ્થા ધરાવનાર સમાજ, તે રૂઢિ અને પરંપરાનો ગુલામ રહે છે, એમ વર્તમાન સુધારકોની ફરિયાદ છે. પરંતુ આ રીતની નવીન માન્યતા દ્વારા ધર્મનું અને નીતિનું બંધન જવાથી માનવી વધારે નિરંકુશ અને સ્વચ્છંદી બની રહ્યો છે. તેનું આજના ક્રાન્તિકારકોને ભાન જ નથી. તેઓ તો તેમની માની લીધેલી ક્રાન્તિની અવળી દોટમાં દોડયા જ કરે છે. કારણ કે એમનું લક્ષ્ય, આ વર્તમાન વિજ્ઞાનની સંસ્કૃતિના સિદ્ધાંતને જ અનુસરવાનું છે.

આ છે આજના ભૌતિકવાદી વિજ્ઞાનનો કરૂણ ચિતાર. આમાં ભૌતિકવાદિઓના ભૌતિક આવિષ્કારો કરવાના પ્રયત્નો દોષિત નથી. પરંતુ તેમના પ્રયત્નમાં થતી ઘોરાતિઘોર હિંસાની ઉપેક્ષા, અનર્ગળ ખર્ચાળ પદ્ધતિ, તે આવિષ્કારોના ઉપભોગથી ભોગવિલાસના માર્ગે વધુને વધુ લપસી જતી જનતા, સ્વાર્થવૃત્તિ અને અહંકારની વૃદ્ધિ, માનવસંસ્કૃતિનો હ્રાસ, તથા જીવન વ્યવહાર ચલાવવામાં અહિંસક આવિષ્કારોના અભાવે હિંસક આવિષ્કારોના કરવા પડતા ઉપયોગમાં થતી આધ્યાત્મિક સંસ્કૃતિપ્રિય જનતાની મનોવેદનાની બેદરકારી, એ જ આજના વિજ્ઞાનનાં દૂષણો છે. આટલી બધી વિપરીતતા હોવા છતાં આજે અવનવા આવિષ્કારોની હોડ લાગી છે. એક કરતાં બીજો વૈજ્ઞાનિકદેશ, વધુ સંહારક સામગ્રીનું સર્જન કરવામાં મશગુલ બન્યો છે. તેનો ઉદ્દેશ વિશ્વશાંતિનો નહિ હોતાં, તમામ રાષ્ટ્રોને હડપ કરી જઈ પોતે માની લીધેલી આધ્યાત્મવિહોણી અને કેવળ ભૌતિક સંસ્કૃતિને જ વિશ્વ ઉપર વિસ્તારી દેવાનો અને તે વૃતિ

સફલ બનાવવામાં થતી માનવસમાજની ગમે તેટલી પાયમાલી પ્રત્યે ઉપેક્ષા ભાવવાળો છે.

અજ્ઞાન અને પુદ્ગલાનંદી મનુષ્યો વિવિધ પૌદ્ગલિક આવિષ્કારોની આવડતવાળા બને તો વિશ્વમાં ઉલ્કાપાત મચાવી દે છે. એ રીતની પૂર્વકાલિન મહાપુરૂષોની માન્યતા બિલકુલ સાચી હોવાનું આજે આપણે પ્રત્યક્ષ અનુભવી રહ્યા છીએ.

કેવળ ભૌતિકરાગી જ મનુષ્યોને પૌદ્ગલિક આવિષ્કારોની ચમત્કારી સમજ આપવાથી વિશ્વની પાયમાલી થઈ જાય, એ રીતની દીર્ઘદ્રષ્ટિ આપણા પૂર્વકાલિન મહાપુરૂષોએ વાપરી, તેવા આવિષ્કારોને ગૌણ બનાવી, ભવિષ્યની ભારતીય જનતા, અધ્યાત્મસંસ્કૃતિ વિહીન બની ન જાય એ રીતે પૌદ્ગલિકવિજ્ઞાન આપણને વારસારૂપે આપી જઈ આપણા ઉપર મહાન ઉપકાર કર્યો છે.

ભૌતિક લાલસાથી રંગાયેલ પ્રજાને, આ મહાપુરૂષોએ દર્શિત વિજ્ઞાન શુષ્ક લાગે એ સ્વાભાવિક છે. પરંતુ આત્મિક સુખમાં જ વાસ્તવિક સુખની સમજવાળા જીવો તો આ રીતના જ વૈજ્ઞાનિક સિદ્ધાંતોને અનુસરતા હોવાથી, ભૌતિકવિજ્ઞાનની બોલબાલાવાળા સમયમાં પણ આત્મિક શાંતિ અનુભવી રહ્યા છે. પૂર્વકાલિન મહાપુરૂષોએ પ્રણિત અર્થાત્ જૈનદર્શનપ્રણિત, પુદ્ગલ વિજ્ઞાન તે શાશ્વત અને સત્યસ્વરૂપ સુખશાંતિની પ્રાપ્તિમાં કેવી રીતે ઉપયોગી બની શકે, એની સમજ, સર્વજ્ઞપુરૂષો કથિત પુદ્ગલ વિજ્ઞાનનું જ અધ્યયન કરવાથી આપણને સમજી શકાશે.

## પ્રકરણ ૪ થું

# જીવનની વિવિધ અવસ્થાનું સર્જક તત્વ

વિશ્વની વ્યવસ્થામાં જીવ અને પુદ્ગલ બન્નેનો હિસ્સો છે. દુનિયામાં પુદ્ગલનું અસ્તિત્વ નહીં હોતાં એક માત્ર આત્મા-જીવ યા ચેતનનું જ, અગર જીવ નહિ હોતાં એક માત્ર પુદ્ગલનું જ અસ્તિત્વ હોત, તો આ દ્રશ્યજગત જ હોત નહિ. દ્રશ્ય જગતનુ ઉપાદાન કારણ પુદ્ગલ હોઈ તેમાંથી જીવના પ્રયત્ન વડે જ વિવિધ અવસ્થાવંત દ્રશ્ય જગતનું અસ્તિત્વ વર્તે છે. દ્રશ્ય જગતમાં પુદ્ગલની ઉપયોગિતા પણ વિવિધ રીતે જોવામાં આવે છે. જીવને આરામ અને શાંતિ આપે એવી અવસ્થાવંત પુદ્ગલો પણ હોય છે. અને અશાંતિકારક અવસ્થાવંત પણ પુદ્ગલો હોય છે. અવસ્થાઓની ભિન્નતાના હિસાબે દરેક અવસ્થાવંત પુદ્ગલને વિવિધ સંજ્ઞાથી જગત ઓળખે છે. પૌષ્ટિક એવા ખાદ્યપદાર્થો અને પીણાં તે પુદ્ગલ જ છે. વિષ અને શરાબ તે પણ પુદ્ગલ જ છે. મોટર-ટ્રેન-એરોપ્લેન એ પણ પુદ્ગલ જ છે. વસ્ત્ર-પાત્ર એ પણ પુદ્ગલ જ છે. એટમબોમ્બ-હાઇડ્રોજન-બોમ્બ તથા અન્ય પ્રાણઘાતક શસ્ત્રો એ પણ પુદ્ગલ જ છે. અરે ! પ્રાણીઓનું શરીર, શબ્દ, વિચાર અને ઉશ્વાસ એ પણ પુદ્ગલ જ છે. અવસ્થાની દ્રષ્ટિએ પુદ્ગલમાં વિવિધતા છે, તેમ પ્રાણીઓને ગુણ અને દોષકારકની દ્રષ્ટિએ પણ તેમાં

વિવિધતા છે. પુદ્ગલ એ એકાંતે નથી ગુણકારક કે નથી નુકસાનકારક. ગુણકારક પુદ્ગલ પણ કોઈ અમુક પ્રકારે અવસ્થાંતર થઇ દોષકારક સ્વભાવી બની શકે, અને દોષકારક પુદ્ગલ, અવસ્થાન્તર થઈ ગુણકારક પણ બની શકે. અમૃત જેવી ચીજ પણ વિષકારક અને સોમલ જેવા પ્રાણહર પદાર્થો તથાપ્રકારના રસાયણ પ્રયોગથી સુખકારક પણ બની શકે. આ રીતે બાહ્યજગતમાં વિવિધ અવસ્થાવંત પુદ્ગલો, વિશ્વના પ્રાણીઓને વિવિધ રીતે ઉપયોગી અને અનુપયોગી છે. જે જીવો પુદ્ગલની સહાયથી જ જીવન વ્યતીત કરી શકે તેવા જીવોને સંસારી, અને પુદ્ગલનો લેશ માત્ર ઉપયોગ જેને જરૂરી નથી તેવા જીવોને સિદ્ધનાજીવ–મોક્ષના જીવ યા પરમ પદને પ્રાપ્ત પરમાત્મા કહેવાય છે. આમ જીવોના બે વિભાગ હોવામાં પુદ્ગલ જ કારણ છે. પુદ્ગલના ઉપયોગથી જ જીવન ચલાવી શકનાર આત્માઓ, પુદ્ગલથી ક્ષીરનીરવત્ સંયોગિત બની રહેલા હોય છે. પુદ્ગલની જરૂરિયાત રહિત જીવો પુદ્ગલસંગથી બિલકુલ રહિત છે.

પુદ્ગલનો સ્વભાવ જ પૂરણ અને ગલન હોવાથી તે કોઈપણ એક અવસ્થાવંત રહી શકતું નથી. એટલે જીવને અનુકૂળકારક પુદ્ગલ પ્રાપ્તિ પણ ચિરસ્થાયી શાંતિદાયક બની શકતી નથી. કોઈક સમયે પણ તે અવસ્થાનો નાશ છે. કદાચ દીર્ઘટાઇમ ટકી શકે તેવી અવસ્થાવંત પુદ્ગલ હોય; તો પણ જીવની સાથેનો તેનો સંયોગ દીર્ઘકાળ સુધી ટકી શકવાનું નિશ્ચિત હોઈ શકતું નથી. એટલે અનુકૂળતાદાયક

પુદ્ગલ પ્રાપ્તિ સાથે અન્તે તો નિરાશા અને વિયોગ તો સંકળાયેલ જ છે. માટે અનેકવિધ નીતિ કે અનીતિમય પ્રયત્નથી પ્રાપ્ત પુદ્ગલવસ્તુ કોઈ પણ જીવને શાશ્વતપણે યા સદાના માટે સુખી રાખવાવાળી તો નથી જ.

ઘોરહિંસાના તાંડવદ્વારા પૌદ્ગલિક અનુકૂળતાએ પ્રાપ્ત કરી ધરતી ધ્રુજાવતા અનેક મદાંધ સત્તાધારકોને પણ તે તમામ સામગ્રીને રોતાં રોતાં છોડીને યમશરણ થવું પડયું અને જેનાં નામનિશાન પણ ન રહ્યાં

હિંસા—અહિંસા, ભક્ષ્ય–અભક્ષ્ય અને પેય–અપેયના વિવેકને કોરે મૂકી અનેક પૌષ્ટિક ખાદ્ય સામગ્રીથી રૂષ્ટ પુષ્ટ બનાવેલ અને તેલ–અત્તર આદિ સુગંધી પદાર્થોથી વાસિત કરેલા શરીરો પણ કોઈ ઓચિંતી બીમારીથી રોગ-ગ્રસ્ત અને દુર્ગંધમય બની જવાનાં ઉદાહરણો આજે પણ મૌજુદ છે. કોણ કહી શકે તેમ છે કે મારી કાયા જિંદગી-ભર કંચનસમ રાખી શકીશ ? કોણ કહી શકે તેમ છે કે મારી સમૃદ્ધિ, રાજ્યસત્તા, કુટુંબ–પરિવાર આદિનો હું કદાપિ વિયોગી નહિ બનું ? શું આ બધું સ્પષ્ટ સમજી શકાય તેવું નથી ? સમજાય તો પછી તેની પ્રાપ્તિ માટે રાત–દિવસ ધમપછાડા કેમ ? અનીતિમાં ભાનભૂલા કેમ ? હિંસા અને અહિંસામાં અવિવેકી કેમ ? પાપનો ડર કેમ નહિ ? શું લાવ્યો હતો ? શું લઈ જઈશ ? શું ! આ આત્માનું અસ્તિત્વ આજે ધારણ કરેલ દેહના સંયોગ પૂરતું જ છે ? શું એક વખત એવો નહિં આવે કે, આ દેહ તે ચેતન વિનાનો

-શણરૂપે પડયો હશે? શું પછી તારી દુનિયા નથી? આજે તો અનેક કિસ્સાઓ પ્રત્યક્ષરૂપે છાપાંઓમાં અનેક વખત છપાએલા વાંચીએ છીએ કે અમુક ગામે અમુક બાળકને પોતાની વર્તમાન દેહધારક અવસ્થા પહેલાંની પૂર્વદેહધારક સ્થિતિ સ્મૃતિમાં આવી, અને પોતાના પૂર્વભવની વ્યતીત જીવનની હકીકતો સ્પષ્ટપણે કહેવા માંડી. તે સ્થળે જઈ તપાસ કરતાં અનેક માણસો સમક્ષ પ્રત્યક્ષરૂપે તે હકીકતો. સાચી સિદ્ધ થઈ ચૂકી. આ રીતે આ દેહધારક અવસ્થા પહેલાં પણ, કોઈ બીજી દેહધારક અવસ્થા, જીવની હોવાનું પ્રામાણિકપણે પ્રત્યક્ષરૂપે સિદ્ધ થઈ ચૂકેલ છે. એટલે હવે પછી પણ કોઈ નવીન દેહધારક અવસ્થારૂપે જીવનું અસ્તિત્વ ચાલુ રહેવાનું આપોઆપ સિદ્ધ થાય છે. એક જન્મથી શરૂ થઇ મરણ પર્યંતના કાળને એક ભવ કહેવાય છે. એવા ભવો આ જીવે અનંતીવાર કર્યા અને અનેકવિધ શરીરધારી બન્યો. જૈન-દર્શનના સંસ્કૃત–પ્રાકૃત ગ્રંથો અવગાહન કરવાની શક્તિ ન હોય તેવા બાળજીવો પણ સહેલાઈથી જીવની વિવિધ દેહ-ધારી અવસ્થાઓનું અધ્યયન કરી શકે તે માટે જૈનાગમ અનુસારે "વાદિવેતાલ બિરૂદ ધારક શ્રી શાંતિસૂરિ મહારાજે" જીવવિચાર નામે પ્રકરણ રચ્યું છે. આ જીવવિચાર પ્રકરણનું અધ્યયન કરવાથી માલુમ પડશે કે જીવ વિવિધ રીતે કેવા કેવા શરીરનો ધારક બને છે?

વિશ્વમાં જીવોની દેહાવસ્થા અને સંસારી સંયોગોની પ્રાપ્તિ વારંવાર એક સરખી જ નહિ હોતાં વિવિધ પ્રકારની

હોય છે. તે વિવિધતાનુસાર તો જ્ઞાનિપુરૂષોએ જીવોના પણ વિવિધ ભેદ દર્શાવ્યા. વિવિધ ભેદધારી શરીરાવસ્થામાં કેટલીક શરીરાવસ્થા તો એવી પણ હોય છે કે જે જોતાં જ આપણને ઘૃણા થાય. ગમે તેવી શરદીમાં કે ગરમીમાં, સુખમાં કે દુઃખમાં, અનુકૂળતાવાળા સ્થાને સ્વતંત્રતાપૂર્વક જવામાં જીવ અશકત હોય. મુંગામુંગા શીત–તાપાદિ કષ્ટો સહન કરીને જ પડી રહેવું પડે. વળી અનેક જીવોની દેહાવસ્થા ટકાવવામાં ભક્ષ્ય તરીકે ઉપયોગમાં લેવાઈ જઈએ, તેવાં પણ શરીર હોય. આપણે ભક્ષાઇ જતા હોઈએ તો પણ તેથી બચવાની કોઈ શક્તિ, લાગવગ, કે રાજ્યના કાનુનો આપણી પાસે ન હોય. એવી પણ દેહાવસ્થા, અનેકવિધ વિલાસી જીવનમાં અંધ બની રહેલા આપણે અનેકવાર પ્રાપ્ત કરી. અરે! વર્તમાન જન્મ પહેલાં પણ નવ નવ મહિના જેટલા દીર્ઘ-કાળ પર્યંત ઉંધે મસ્તકે અને જ્યાં હવાનું પણ આગમન બહુ જ ઓછું હોય એવા મળમૂત્રથી ભરેલા અંધારી કોટડી સમ માતાના ઉદરમાં પણ આ જીવે કેટલું દુઃખ અનુભવ્યું? આ નજીકના ટાઈમની હકીકત બુદ્ધિગમ્ય હોવા છતાં આપણે ભૂલી ગયા, તો પછી પૂર્વભવોની કષ્ટકારક દેહાવસ્થાની સ્મૃતિ આપણને ક્યાંથી હોય? પરંતુ એવી અવસ્થાઓ આ જીવે અનેકવાર પ્રાપ્ત કરી અને કરશે, એ વાત તો ચોક્કસ છે.

વિવિધ જન્મોમાં આવી વિવિધ અવસ્થાવંત શરીર પ્રાપ્તિ કેમ? એવી વિવિધ રચના કેમ થાય છે? કેવી રીતે થાય છે? કોણ કરે છે? કંઈ વસ્તુમાંથી કરે છે? એક સ્થાને

કાયમી સ્થાયી નહિં રહેતાં વારંવાર એક શરીર છોડી નવાં નવાં શરીરધારક સ્વરૂપ, જન્મ-મરણ કેમ કરવાં પડે છે? એવું આ જીવને ક્યાં સુધી કરવું પડશે? એવી કોઇ અવસ્થા છે? કે જ્યાં ગયા પછી જન્મ–મરણ બંધ. એવું સ્થાન પ્રાપ્ત કરવા માટે શું કરવું પડે? કોઇ જીવો જન્મ–મરણ રહિત હશે ખરા? હોય તો તેમની એ અવસ્થા અને આપણી જન્મ–મરણવાળી અવસ્થા, એમ ભિન્નતા હોવાનું શું કારણ? આ બધી બાબતોમાં કયું તત્ત્વ કામ કરી રહ્યું છે? એવો કયો પદાર્થ છે? કે આકાશમાં ચંદ્રલોક સુધી પહોંચી જવાની મગરૂબી ધરાવતો મનુષ્ય પણ તેની આગળ પામર છે. અનેક વર્ષોથી પ્રયત્નશીલ બની રહેલ કેટલાય માનવીઓને પોતાની પૌદ્‌ગલિક (વર્તમાન વૈજ્ઞાનિક) શોધખોળો અધુરી મૂકીને પણ ચાલ્યા જવું પડે, એવી સત્તાવાહક કઈ ચીજ આ દુનિયામાં છે? આ ચીજનો આવિષ્કારક કોઈ વૈજ્ઞાનિક થયો છે કે નહિં?

ગમે તેવો મગરૂબી ધારક માનવી પણ ચર્મચક્ષુથી આ તત્ત્વને નહિં શોધી શકે. તેની શોધ કરવામાં આજનો યંત્રવાદ નિષ્ફળ જવાનો. ગમે તેવા વૈજ્ઞાનિકોની બુદ્ધિ પણ ચક્કરમાં પડી જવાની. અરે! કેટલાક આસ્તિક દર્શનકારો પણ આ તત્ત્વનો આવિષ્કાર બરાબર કરી શકયા નથી. એટલે આ બધી હકીકતોની જવાબદારી તેમણે ઈશ્વર ઉપર ઢોળી નાંખી. જન્મની અને લગ્નની કંકોત્રીમાં પોતાનું ગૌરવ; જ્યારે મરણના મેલામાં ઇશ્વરઇચ્છા જણાવવામાં જ દુનિયાએ ડહા-

પણ માન્યું. પરંતુ કારણ વિના કાર્ય ન થાય, એ ન્યાયી સિદ્ધાન્તાનુસાર ક્યા કારણે ઇશ્વરને દ્રશ્ય જગતની વિવિધતા કરવી પડી? એ પ્રશ્ન ઉપસ્થિત થતાં "ઇશ્વરની લીલા અકળ છે" એમ કહી તે પ્રશ્નને ટાળી દેવાય, એટલા માત્રથી જિજ્ઞાસુની જિજ્ઞાસાવૃતિ તૃપ્ત થઈ શકે નહિ.

ખૂબ સૂક્ષ્મ બુદ્ધિએ વિચારવાથી માલુમ પડે કે અનંત-જ્ઞાનધારક વીતરાગ ભગવંતો જ આ તત્ત્વનો આવિષ્કાર, સંપૂર્ણ સત્ય સ્વરૂપે કરી શકે. વિશ્વના તમામ પ્રલોભનોને જેણે ફગાવી દઈ, કઠોર સંયમ, ત્યાગ અને તપને આદરી, વિશ્વની કારમી વિચિત્રતાઓનું કારણ આત્મપ્રત્યક્ષ નિહાળી શકનાર હોય, તે જ સર્વજ્ઞ વીતરાગ ભગવંત કહેવાય. અને તેઓશ્રી જ, આ સંસારની વિચિત્ર ઘટનાઓના સર્જક તત્ત્વનો આવિષ્કાર કરી શક્યા છે. એ મહાપુરૂષો તે વિજ્ઞાની નહિં, પણ મહા-વિજ્ઞાની યા તત્વજ્ઞાની યા કેવળજ્ઞાની તીર્થંકર પરમાત્મા કહેવાય. તેઓશ્રીની સ્થાપિત સંસ્થા તે જ જૈનદર્શન–જૈન-શાસનના નામે વિશ્વમાં અજોડ પ્રયોગશાળા કહેવાય. આ પ્રયોગશાળા અનાદિકાળથી ચાલુ છે, અને તેના સિદ્ધાન્તોના પાલનપૂર્વક એ પ્રયોગશાળામાં રહી પ્રયોગ કરનાર અનેક જીવો ઉપરોક્ત તત્વને આત્મ પ્રત્યક્ષ નિહાળવામાં સફળ બની, વીતરાગ સર્વજ્ઞપદના ધારક બની, શાશ્વત અને સત્ય સુખના ભોક્તા બન્યા છે. આ પ્રયોગશાળામાં રહેનારને ભોગી નહિં, પણ ત્યાગી બનવું પડે, તો જ વીતરાગતાની પ્રાપ્તિમાં સફળતા મળે છે.

વીતરાગ બનેલ સર્વજ્ઞ એવા એ મહાપુરૂષોએ વિશ્વના પ્રાણીઓ સમક્ષ રજુ કર્યું છે કે, આ વિશ્વમાં એક એવા પૌદ્‌ગલિક રજકણો (અણુઓ)નું અસ્તિત્વ વર્તી રહ્યું છે કે, જેણે સંસારી આત્માઓની અનંત શક્તિઓને આવરી લીધી છે. અનંત સુખનો ઝરો પોતાના આત્મામાં જ નિરંતર સ્થાયી હોવા છતાં, એ પોદ્‌ગલિક રજકણોથી પરાધીન બનેલા આત્માને પોતાનુ સ્વતંત્ર સુખ ભૂલાઈ ગયું છે. અને પૌદ્‌ગલિક સુખે જ સુખી થવાની ઘેલછાવાળો બની રહ્યો છે.

આ રજકણો અતિ સૂક્ષ્મ છે. અને ચક્ષુગોચર થઈ શકે તેવાં નથી. અણુની વિરાટ શક્તિ, આજના વૈજ્ઞાનિક યુગમાં કોઇથી અજાણ નથી તો પછી વૈજ્ઞાનિકોએ માની લીધેલ અણુ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ એવાં આ રજકણો અનંત શક્તિવંત હોય એમાં શું આશ્ચર્ય ?

આ સૂક્ષ્મ રજકણો ચૌદરાજલોકમાં ઠાંસી ઠાંસીને ભરેલાં જ રહે છે. કોઈપણ જગ્યાએ રહેલ આત્મામાં, આ રજકણો આકર્ષાઇ ક્ષીરનીરવત્ સંમિશ્રિત બની જાય છે. સંમિશ્રિત બનતાં તે રજકણો પ્રથમ કહેવાઈ ગયેલ આઠ ગ્રહણ યોગ્ય પૌદ્‌ગલિક વર્ગણાઓ પૈકીની, છેલ્લી કાર્મણવર્ગણાઓનાં જ હોય છે, અને આત્માની સાથે મિશ્રિત બન્યા બાદ અવસ્થાન્તર પ્રાપ્ત તે રજકણો "કર્મ" સંજ્ઞાથી ઓળખાય છે. કેટલાક દર્શનકારોએ સંસારી જીવોના સુખ–દુઃખનું કારણ "કર્મ" જણાવ્યું, પરંતુ તે કર્મ એક પ્રકારનાં પૌદ્‌ગલિક રજકણો

હોઈ આત્મા સાથે ક્ષીરનીરવત્ સંમિશ્રિત બની રહેવાનું બતાવી શક્યા નથી. આત્મા સાથે સંમિશ્રિત અવસ્થામાં પણ તે ઉપર, જીવો વડે થતા કેવા પ્રયોગ દ્વારા, તેને આત્મામાંથી હટાવી, તેનાથી આવરણ રહિત બની, આત્માના અનંત પ્રકાશને વિશ્વમાં પ્રકાશિત કરી શકાય, તે રીતના વિજ્ઞાનને પણ તેઓ સમજાવી શક્યા નથી. જ્યારે સર્વજ્ઞ વીતરાગ પ્રણિત જૈનદર્શનમાં આ અંગેનું વિરાટ સાહિત્ય આજે પણ મોજુદ છે.

વિશ્વમાં સ્થૂલ યા સૂક્ષ્મ સ્વરૂપે વિદ્યમાન અણુસમૂહ પૈકી, આત્મા પ્રત્યે આકર્ષાઈ આત્મામાં ચોંટી જવાની યોગ્યતા તો કેવળ "કાર્મણવર્ગણાવસ્થાએ પ્રાપ્ત, અણુસમૂહમાં જ હોય.

લોહ અવસ્થા પ્રાપ્ત અણુઓમાં જેમ લોહચુમ્બક પ્રત્યે જ ખેંચાવાની અને લોહચુંબકમાં જેમ લોહના કણોને જ ખેંચવાની તાકાત છે. તેમ જીવ અને કાર્મણવર્ગણાની રજકણોના સંબંધમાં પણ સમજી લેવુ.

આ કાર્મણવર્ગણાની રજકણો પ્રતિસમય અઢળક પ્રમાણમાં આત્માને ચોટીને આત્માની સાથે લોહાગ્નિવત્ કે ક્ષીરનીરવત્ એકરસ જેવી થઇ જાય છે.

જીવની માનસિક–વાચિક કે કાયિક કોઈપણ પ્રકારની પ્રવૃત્તિ સમયે જ, એ કાર્મણવર્ગણાની રજકણો ખેંચાય છે. એવી યોગિક પ્રવૃતિ રહિત જીવો પ્રત્યે તો, તે રજકણો નથી ખેંચાતી કે નથી ચોંટતી.

યોગિક અવસ્થાવંત જીવો વડે આકર્ષિત તે રજકણો, "રાળ વડે સંધાઈ એકાકાર થતા બે કાષ્ટની માફક" પૂર્વે આકર્ષિત રજકણુ સમૂહની સાથે બન્ધન સ્વરૂપે બની રહી, જીવના કાર્મણુ શરીર રૂપે ઓળખાય છે. આ કાર્મણુ શરીર જ જીવના જન્મ–મરણુ–સુખ–દુઃખ ઈત્યાદિ જીવની વિવિધ અવસ્થા સર્જક તત્વ છે. કાર્મણુ શરીરના કારણે જ જીવના અનાભોગ પ્રયત્નવડે થતું દ્રશ્ય સૃષ્ટિનું નિર્માણુ છે. આ કાર્મણુ શરીરના કારણે જ જીવોની બાહ્ય અને આંતરિક અવસ્થામાં ભિન્નતા છે. તેના કારણે જ જીવોની દેવ–મનુષ્ય –તિર્યંચ અને નારકી સ્વરૂપ સ્થિતિ સર્જાય છે. આ સ્થિતિ એ જ જીવનો સંસાર છે.

ભિન્ન ભિન્ન સમયે જીવવડે ગ્રહિત બની રહેલ કર્મ-રજકણોના પિંડસ્વરૂપ કાર્મણુ શરીરનું અસ્તિત્વ તો, સંસારી અવસ્થાવંત જીવમાં સદાના માટે અનાદિકાળથી છે. પરંતુ તેનાં રજકણો સદાના માટે તેનાં તે જ નહિં હોતાં પુરાણાં રજકણોનું ગમન અને નવાં રજકણોનું આગમન પ્રતિસમય થતું જ રહે છે. કારણુ કે રજકણોનું આગમન પ્રવાહ સ્વરૂપે અનાદિ છે. પરંતુ વ્યક્તિ સ્વરૂપે અનાદિ નથી. આ આખુંય કાર્મણુ શરીર પણુ એટલું સૂક્ષ્મ છે કે તે ચર્મચક્ષુથી દેખી શકાય તેવું નથી.

કાર્મણુવર્ગણાના આ રજકણુ સમૂહના, આત્મા સાથે સંબંધિત બની રહી કર્મરૂપે પરિણુત થવાના કાર્યને, જૈન પારિભાષિક ભાષામાં "બન્ધ" કહેવાય છે.

પુદ્‌ગલનું અવસ્થાન્તર થવાથી તેમાં નવી શક્તિ યા સ્વભાવનું નિર્માણ થાય છે, એ નિયમાનુસાર અનાભોગ વીર્યવડે ગ્રહણ કરાતી તે કાર્મણવર્ગણાની રજકણોનું પણ કર્મસ્વરૂપે અવસ્થાન્તર થવાથી તેમાં "જ્ઞાનાવરણીય" આદિ સ્વભાવનું નિર્માણ થાય છે.

જ્ઞાનાવરણીય એ, કર્મરજકણસમૂહની એક પ્રકારની ઔત્પત્તિક સંજ્ઞા છે. કઈ જાતનાં કર્મરજકણો જીવને કેવા પ્રકારની અનુકૂળતા યા પ્રતિકૂળતા સર્જક સ્વભાવી બની રહ્યાં છે, તેનો ખ્યાલ તે કર્મરજકણોની વિવિધ અર્થકારક સંજ્ઞાથી જ આપણને આવી શકે છે. એટલે ભિન્નભિન્ન શક્તિધારક તે કર્મરજકણોને તે તે પ્રકારની શક્તિ યા સ્વભાવ સૂચક સંજ્ઞાથી જ વ્યવહારાય છે. આવી સંજ્ઞાઓ મુખ્યપણે આઠ અને તે પ્રત્યેકના પેટા વિભાગ સ્વરૂપે ૧૫૮ ની સંખ્યા પ્રમાણ છે. બંધ સમયે જ થતા આવા વિવિધ સ્વભાવ નિર્માણને "પ્રકૃતિ બંધ" કહેવાય છે.

જેમ મુખવાટે ઉદરમાં પ્રક્ષેપિત આહારનું રસ રૂધિરાદિ સાત ધાતુરૂપે પરિણમન થતું જ રહે છે, તેવી રીતે પ્રતિ-સમય કર્મસ્વરૂપે પરિણમન થતાં રજકણ સમૂહનું તે જ સમયે જ્ઞાનાવરણીયાદિ સ્વરૂપે વિવિધ સ્વભાવધારક પરિણમન પણ થતું જ રહે છે. તે કર્મ રજકણના સ્કંધો બંધાવસ્થા બાદ અમુક સમય સુધી સુષુપ્તપણે રહી આત્મામાથી જેમ જેમ છૂટતા રહે છે, તેમ તેમ બંધસમયે પ્રાપ્ત સ્વભાવ મુજબ તે તે સ્કંધો આત્માને અનુકૂળતા યા પ્રતિકૂળતાનો

અનુભવ કરાવે છે. આત્માને અનુભવાતી તે દશાને કર્મનો ઉદયકાળ કહેવાય છે.

તે કર્મરજકણોનો આત્મા સાથેનો સંબંધ, સુષુપ્ત સ્વરૂપે અને ઉદય સ્વરૂપે મળીને ક્યાં સુધી રહી શકવાની યોગ્યતાવાળો છે, તે કાળની યોગ્યતાનું નિર્માણ પણ બંધ સમયે જ થઇ ચૂકે છે, અને તેને "સ્થિતિબંધ" કહેવાય છે. સ્થિતિબંધની ન્યૂનાધિકતાનો આધાર બંધ સમયે વર્તતા રાગ–દ્વેષી પરિણામની અલ્પ બહુત્વતાને અનુલક્ષીને હોય છે.

અમુક સમયસુધી સુષુપ્ત અવસ્થાવંત રહી, બંધસમયે નિર્મિત સ્વભાવાનુસાર જીવને થતી ગુણકારક યા હાનિકારક ઉદય અવસ્થામાં પણ ગુણ અને હાનિમાં તરતમતા હોય છે. ક્યારેક ક્યારેક, તો કર્મનો ઉદય તીવ્રપણે લાભ યા હાનિ કરે છે. અને ક્યારેક ક્યારેક મંદપણે કરે છે. આ તીવ્ર યા મંદપણું પણ બંધસમયે જ નિયત થાય છે, અને તેને "રસબંધ" કહે છે. તે નિયત થવામાં જીવની કષાય–સહિત લેશ્યાપરિણિતિ જ કારણભૂત હોય છે.

વિવિધ સ્વભાવધારક તે કર્મસ્કંધોમાં પ્રકૃતિબંધ સમયે ક્યા કયા સ્વભાવનું નિર્માણ કેટલા કેટલા સ્કંધો (રજકણ-સમૂહો)માં થવું જોઇએ, તેનું નક્કીપણું તે "પ્રદેશબંધ" કહેવાય છે.

આ રીતે પ્રતિસમય જીવપ્રયત્નવડે આકર્ષિત બની,

જીવની સાથે સંબંધિત બની જઇ કર્મઅવસ્થાને ધારણ કરતાં તે રજકણ સમૂહોમાં પ્રકૃતિ–સ્થિતિ–રસ અને પ્રદેશનું સર્જન, બંધ સમયે જ થતું રહે છે. એટલે જ તે મુજબ બંધ ચાર પ્રકારે કહ્યો છે.

ત્યારબાદ જીવને શુભ સંયોગોની પ્રાપ્તિ કરાવનાર, કર્મોને પુણ્યોદય, અને અશુભ સંયોગોની પ્રાપ્તિ કરાવનાર કર્મોને પાપોદય, કહેવાય છે. ૧૫૮ પ્રકારની સંજ્ઞાધારક કર્મ-અણુ સમૂહમાં કઇ સંજ્ઞાધારક કર્મનો ઉદય પુણ્ય સ્વરૂપે, અને કઇ સંજ્ઞાધારક કર્મનો ઉદય પાપ સ્વરૂપે, વર્તે છે, અને તે કેવા કેવા પ્રકારના શુભાશુભ સંયોગોની પ્રાપ્તિ કરાવે છે? તેની સમજ કર્મવિપાક નામે પ્રથમ કર્મગ્રંથથી સમજી લેવી.

આ રીતે કર્મબંધરૂપે કર્મનો સંબંધ અને કર્મોદય-સ્વરૂપે તે કર્મનો છૂટકારો, પ્રતિસમય ચાલુ જ છે. આ કર્મોને કારણે જ શરીરપ્રાપ્તિ, વાચાશક્તિ, વિચારશક્તિ, શ્વાસોચ્છ્‌વાસ લેવા મૂકવાની શક્તિ, જન્મ-મરણ–સુખ–દુઃખ, રાગ અને દ્વેષ, અવિવેક, અજ્ઞાન, વગેરેનો ધારક આત્મા બનતો જ રહે છે

જે આત્મા કર્મસંબંધથી બિલકુલ રહિત છે, તે આત્મા શરીરાદિ યોગ્ય પુદ્‌ગલોને ગ્રહણ કરવામાં અને તે તે રૂપે પરિણામ પમાડવામાં પ્રયત્નશીલ બનતો જ નથી. કારણ કે તેમને જન્મ–મરણ નથી. એટલે શરીર, ઉચ્છ્‌વાસ, વાણી કે વિચારની પણ તેને જરૂર નથી. એ બધી જંજાળ નહિ હોવાથી આપણે અનુભવીએ છીએ એવાં કોઈ સુખદુઃખ

પણ તેને નથી. તેમનું સુખ કોઇ અલૌકિક છે. તે તો જેને હોય તે જ સમજી શકે. વિશ્વમાં એવી કોઈ ચીજ નથી કે તેના ઉદાહરણ દ્વારા તે સુખનો ખ્યાલ આપી શકાય.

સંસારી જીવોના પ્રયત્નથી થતી શરીરાદિની રચના, તે કર્મસ્વરૂપે પ્રાપ્ત પુદ્ગલ રજકણોના નિમિત્તને પામીને જ થાય છે. વિવિધ સ્વભાવધારક કર્મસ્કંધો તે અવયવ છે, અને તે વિવિધ અવયવોની સંયોજીત અવસ્થા તે કાર્મણ શરીર છે.

આઠ ગ્રહણ યોગ્ય પૌદ્ગલિક વર્ગણાઓ પૈકી "કાર્મણ ગ્રહણ યોગ્ય" વર્ગણાવડે કાર્મણશરીરની, "ઔદારિક ગ્રહણ યોગ્ય" વર્ગણાવડે ઔદારિક શરીરની; અને વૈક્રિય ગ્રહણ યોગ્ય-આહારક ગ્રહણયોગ્ય અને તૈજસ ગ્રહણયોગ્ય વર્ગણાના રજકણ સમૂહવડે તે તે સંજ્ઞાધારક અનુક્રમે વૈક્રિય-આહારક અને તૈજસ શરીરની રચના થાય છે. ઉચ્છ્વાસ ગ્રહણયોગ્ય, ભાષા ગ્રહણયોગ્ય અને મન ગ્રહણયોગ્ય પૌદ્ગલિક વર્ગણાના રજકણ સમૂહવડે થતી રચના, તે અનુક્રમે શ્વાસોચ્છ્વાસ-વાણી અને વિચાર તરંગો સ્વરૂપે પરિણમે છે.

આમાં ભાષા, શ્વાસોચ્છ્વાસ અને મનોયોગ્ય વર્ગણાઓમાંથી પુદ્ગલસ્કંધોને જીવ ગ્રહણ કરી, તે તે રૂપે પરિણમાવીને તે તે પુદ્ગલોના જ અવલંબનથી ઉત્પન્ન થયેલ વીર્ય દ્વારા, તે તે પુદ્ગલોને જીવ છોડી દે છે. જેમ બિલાડો ઉંચે કૂદતાં પહેલાં પોતાના શરીરનું જ સંકોચન દ્વારા અવ-

લંબન લે છે, અને ત્યારપછી સંકોચન દ્વારા પ્રાપ્ત થયેલા બળ વડે જ ઉંચે કૂદી શકે છે. અન્યથા કૂદી શકતો નથી. તેવી રીતે ભાષાદિ વર્ગણાઓને છોડી મૂકવા માટે, તે જ પુદ્ગલોનું અવલંબન લેવાય છે.

શેષ ઔદારિકાદિ શરીર યોગ્ય પાંચ વર્ગણાઓમાંથી ગ્રહણ કરાતા પુદ્ગલસ્કંધોને તો ઔદારિકાદિ શરીરરૂપે પરિણમાવે છે, પણ છોડી મુકાતા નથી. તેને તો બંધન નામકર્મવડે પોતાની સાથે આત્મમાં જોડી દે છે. ભાષા–ઉચ્છ્વાસ અને મનોવર્ગણાના પુદ્ગલ સ્કંધોને તો આત્મા સાથે સંબંધિત બનવામાં હેતુભૂત તેઓનું બંધન નામકર્મ નહિં હોવાથી તેઓને તો પૂર્વના સમયે ગ્રહણ કરે, અને પછીના સમયે છોડી મૂકે. એ પ્રમાણે થયા જ કરે છે.

ભાષા–ઉચ્છ્વાસ અને વિચારસ્વરૂપે પરિણમાવી છોડી મૂકાતાં તે અણુસ્કંધો આજના વૈજ્ઞાનિક પ્રયોગોદ્વારા કાગળ યા અન્ય ચીજ ઉપર અંકિત થતા હોઈ, તે અણુસ્કંધો પુદ્ગલ સ્વરૂપ હોવાની જૈનદર્શનકથિત માન્યતા પ્રત્યક્ષ સિદ્ધ થાય છે. રેડીઓ–ગ્રામોફોન વિગેરે, ભાષાના પુદ્ગલોને અંકિત કરતા પ્રયોગો છે. "અસત્ય શોધક યંત્ર" તે વિચારના પુદ્ગલોને અંકિત કરતો પ્રયોગ છે. અને ઉચ્છ્વાસને પણ ગ્રહણ કરતો એક પ્રયોગ "કિસ્મત નામે માસિક"ના ડીસેંબર ૧૯૬૨ના અંકમાં નીચે મુજબ વાંચવામાં આવ્યો હતો.

"અમેરીકાના એક ડૉકટરે, ક્રોધીદશાયુક્ત એક માન-

વીના શ્વાસને એક બાટલીમાં ભર્યો. ઘૃણા અને શત્રુતાના ઉદ્‌ગારોના સમયમાં નીકળતા શ્વાસને તેણે આમ બાટલીમાં જમા કરી લીધો. પછી તેણે જોયું તો તેને માલુમ પડ્યું કે ક્રોધી દશામાં જે શ્વાસ, મનુષ્યના દેહમાંથી બહાર નીકળે છે, તેમાં એટલું તો ભારે ઝેર હોય છે કે જો એ શ્વાસ વીસ સુવરોને ઇંજેક્શન દ્વારા આપવામાં આવે તો જરૂર તેઓ મૃત્યુ પામે છે."

આ ઉપરથી એક બીજી વાત પણ સિદ્ધ થાય છે કે બૂરા ચિંતવન દ્વારા છોડાતા વિચારતરંગોનાં અણુઓ એવાં ઝેરી હોય છે કે અન્યને પણ ઝેરી બનાવે છે.

ગ્રહણયોગ્ય આઠ પૌદ્‌ગલિક વર્ગણામાંથી ઉપરોક્ત રીતે શરીર, ઉચ્છ્‌વાસ, વાણી અને વિચારસ્વરૂપે થતું પરિણમન તે જીવ પ્રયત્નથી જ થાય છે. પોતપોતાના અંગે થતી શરીર રચનાદિ ક્રિયા તે પોતપોતાના જ પ્રયત્ને થાય છે. કોઇ એક જીવના પ્રયત્ને અન્ય જીવના શરીરાદિની રચના થઈ શકતી નથી.



## પ્રકરણ ૫ મું

# જૈનદર્શન કથિત આત્મવીર્ય સ્વરૂપ

આત્માની શક્તિ-બળ-પરાક્રમ તે વીર્ય કહેવાય છે. વીર્ય એ જૈનપારિભાષિક શબ્દ છે. તેનો અર્થ-યોગ, ઉત્સાહ બળ, પરાક્રમ, શક્તિ ઈત્યાદિ થાય છે. આ વીર્ય બે પ્રકારે કહેવાય. (૧) લબ્ધિવીર્ય અને (૨) કરણવીર્ય.

આત્મામાં શક્તિરૂપે રહેલું વીર્ય તે લબ્ધિવીર્ય અને તે લબ્ધિવીર્યની પ્રવૃત્તિમાં નિમિત્તભૂત જે મન, વચન અને કાયારૂપ સાધન, તે કરણવીર્ય છે.

કરણવીર્યમાં આત્મિકવીર્યના વાહનરૂપથી વીર્ય શબ્દનો ઉપચાર છે. આત્મજ્ઞાનરહિત જીવને વીર્યગુણની પ્રાથમિક સમજ તે કરણવીર્ય દ્વારા જ આપી શકાય છે. લબ્ધિવીર્ય પ્રગટ થવામાં કરણવીર્ય સંબંધ ધરાવે છે, માટે તે ઉપચાર યોગ્ય છે.

વાસ્તવિક રૂપથી તો વીર્ય એ શરીરની નહિં પણ આત્માની વસ્તુ છે. વીર્ય એ શરીરનો ગુણ નહિં હોતાં, શરીરનું સર્વ પ્રકારનું સંચાલન કરવાવાળો જે આત્મા શરીરમાં રહેલો છે, તેનો ગુણ છે.

વીર્યના સત્ય સ્વરૂપથી અજ્ઞાત લોકો, શરીરની તાકાતને -બળને જ વીર્ય સ્વરૂપમાં સમજે છે. પરંતુ શરીરની અંદર

રહેલું વીર્ય તો પુદ્ગલમાંથી બનેલું હોવાથી તે તો પૌદ્ગલિક વીર્ય કહેવાય છે. આ પૌદ્ગલિક વીર્યની પ્રગટતાનો આધાર આત્માના વીર્ય ગુણુના પ્રગટીકરણુ પર જ છે.

જગતના નાના મોટા સર્વ પ્રાણીઓની મન-વચન તથા શરીરની સ્થૂલ યા સૂક્ષ્મ પ્રવૃત્તિમાં આત્માનું વીર્ય જ કામ આપે છે. મન-વચન અને કાયા તો જડ હોવાથી આત્માના વીર્ય વિના કોઈ પણ પ્રકારની ક્રિયા કરી શકતાં નથી. આત્મા જ્યારે શરીરનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે, ત્યારે મજબૂતમાં મજબૂત શરીર પણ કાષ્ટની માફક થઈને પડ્યું રહે છે. એટલે સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે આત્મિક બળ વીર્યના અભાવે શારીરિક બળ વ્યર્થ છે.

શરીરગત પૌદ્ગલિક વીર્ય એ બાહ્યવીર્ય છે. બાહ્યવીર્ય એ આત્મિક વીર્યના અનેક બાહ્ય સાધનોમાંનું એક બાહ્ય સાધન છે. અર્થાત્ આત્મિક વીર્યના પ્રવર્તનરૂપ આત્મ-પ્રયત્નમાં બાહ્યવીર્ય પણ સંબંધ ધરાવે છે.

આત્મિક વીર્યની અપૂર્ણતા-અલ્પતા યા બાહુલ્યતા તો પોતપોતાના વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમના જ આધારે છે. વીર્યાંતરાય એ વિવિધ સ્વભાવધારક કર્મ અણુઓમાંનો એક અણુસમૂહ છે. તે જ આત્માના વીર્ય ગુણુને આવરે છે. વીર્યાંતરાય સંજ્ઞાધારક તે રજકણોનો સંબંધ, આત્મામાંથી સંપૂર્ણ નષ્ટ થાય છે, ત્યારે આત્મા અનંતવીર્ય-શક્તિધારક બને છે. તે સમયે વર્તતા આત્મવીર્યને ક્ષાયિક અર્થાત્ કદાપિ ન્યૂનતાને ધારણુ નહિં કરનાર એવું સર્વોત્કૃષ્ટ વીર્ય કહેવાય.

છે. આ ક્ષાયિક વીર્યમાં સમગ્ર જગતને પલટાવી નાંખવાની શક્તિ હોય છે. પરંતુ એ રીતે પલટાવવાનું કોઇ આત્મા કોઈ કાળે કરે જ નહિ. કારણ કે એવી રીતના પ્રગટવીર્ય-વાળા આત્માને એવું કરવાનું કોઇ પ્રયોજન હોતું નથી.

ન્યૂનાધિક પ્રમાણમાં પણ વીર્યાંતરાય કર્મસ્વરૂપ આવ-રણ, જ્યાં સુધી આત્મપ્રદેશોના વીર્યને આચ્છાદિત કરીને રહે છે, ત્યાં સુધી ગમે તેવા પ્રમાણવાળા વીર્યને ક્ષાયોપશમિક વીર્ય કહેવાય છે. ક્ષાયિક વીર્યધારક સર્વ આત્માઓનું વીર્ય, સદાકાળ એક સરખું જ હોય છે. જ્યારે ક્ષાયોપશમિક વીર્ય-ધારક સર્વ આત્માઓના વીર્યમાં વિવિધતા હોય છે.

કેવલી ભગવાન તથા સિદ્ધ પરમાત્મા ક્ષાયિકવીર્યવંત હોય છે. તેમાં પણ સલેશ્ય અને અલેશ્ય એમ વીર્યના બે પ્રકાર પડે છે. લેશ્યાસહિત વીર્યવાળા જીવો સયોગિ કહેવાય છે, અને લેશ્યારહિત વીર્યવાળા જીવો અયોગી કહેવાય છે. તેનું કારણ એ છે કે લેશ્યાવાળા જીવોના લબ્ધિ (આત્મ) વીર્યનું પ્રવર્તન અર્થાત્ તે આત્માનો પ્રયત્ન, મન-વચન અને કાયા દ્વારા થતો હોઈ તે જીવો સયોગી કહેવાય છે, અને લેશ્યા વિનાના જીવોના લબ્ધિ વીર્યમાં મન-વચન અને કાયા-રૂપ સાધનોનો ઉપયોગ હોતો નથી, માટે તે જીવો અયોગી કહેવાય છે. આ અયોગી જીવો પુદ્ગલ ગ્રહણ કરતા જ નથી.

ક્ષાયોપશમિક વીર્ય તો સલેશ્યી જ હોય. અલેશ્ય ક્ષાયિક વીર્યવંત તો ચૌદમા ગુણસ્થાનકવર્તી અયોગી કેવલી તથા સિદ્ધ પરમાત્મા જ હોય, અને સલેશ્ય ક્ષાયિકવીર્ય તે સયોગી

કેવળીને હોય. આ સંલેશ્ય ક્ષાયિક વીર્યવંત સયોગી કેવળી તે કષાયરહિત હોવાથી, તેમના મન-વચન અને કાયાદ્વારા પ્રવર્તિત વીર્ય વડે, આકર્ષિત પુદ્ગલો, આત્મા સાથે નિરસપણે અતિ અલ્પ સમય સંબંધિત રહી, ખરી જાય છે.

મન-વચન અને કાયારૂપ સહકારી કારણદ્વારા પ્રવર્તતા સલેશ્ય વીર્યની "યોગ" સંજ્ઞા છે. એટલે કારણમાં કાર્યનો આરોપ કરીને મન-વચન અને કાયાનો પણ શાસ્ત્રમાં યોગ તરીકે વ્યવહાર કર્યો છે. આ યોગસંજ્ઞક વીર્યવડે જ ગ્રહણ-યોગ્ય પુદ્ગલ-વર્ગણાઓમાંથી આત્મા, ગ્રહણ-પરિણમન-અવલંબન અને વિસર્જન યથાયોગ્ય કરે છે.

સલેશ્ય ક્ષાયોપશમિક અને સલેશ્ય ક્ષાયિક, એમ બને પ્રકારના વીર્યમાં દરેકના અભિસંધિજ અને અનભિસંધિજ એમ બબ્બે પ્રકાર હોય છે. કર્મના સંયોગથી આત્મપ્રદેશમાં ઉકળતા પાણીની માફક સતત કંપન ચાલુ હોય છે. અને તેની અસર શારીરિક-માનસિક અને વાચિક અનેક બાહ્ય પ્રવૃત્તિઓથી વ્યક્ત થાય છે.

શરીરમાં અનેક ધાતુઓ બને છે. પારસ્પરિક સંક્રમણ થાય છે. અનાવશ્યક પદાર્થ શરીરમાંથી વિસર્જિત થાય છે. નિદ્રાવસ્થામાં પણ એ પ્રવૃત્તિઓ ચાલુ જ રહે છે. આ પ્રકારે થવાવાળી સર્વ પ્રવૃત્તિયોમાં પ્રવૃત્ત વીર્યને અર્થાત્ આત્મ-પ્રયત્નને "અનભિસંધિજ વીર્ય" કહેવાય છે.

આપણે હાલીએ છીએ, ચાલીએ છીએ, તે સમયે અગર

તો હાથવડે કંઈક ઉંચકવા ટાઈમે, વિશેષ પ્રયત્નની જે આવશ્યકતા રહે છે, એવી ઐચ્છિક પ્રવૃત્તિઓમાં પ્રવૃત વીર્યને "અભિસંધિજ વીર્ય" કહેવાય છે.

ગ્રહણયોગ્ય આઠે પૌદ્‌ગલિકવર્ગણાના સ્કંધોનું ગ્રહણ, શરીર રચના, ઉચ્છવાસ-ભાષા અને મનરૂપે તેનું પરિણમન તથા અવલંબન અને વિસર્જન, એ બધુંય તે તે પુદ્‌ગલોના ધારક, તે તે જીવોના જ અનભિસંધિજ વીર્ય (પ્રયત્ન) વડે જ થાય છે. આ ઉપરથી સૃષ્ટિરચનાની સમજ પણ આવી જાય છે. એટલે દ્રશ્યમાન સૃષ્ટિનું ઉપાદાન કારણ અને તેના ઉત્પાદકનો સાચો ખ્યાલ જૈનદર્શન કથિત "પુદ્‌ગલ વિજ્ઞાન" થી જ પ્રાપ્ત કરી શકાય છે.

સૃષ્ટિ રચનામાં થતા આ રીતના પૌદ્‌ગલિક પ્રયોગોની, અને આત્મવીર્યની, આવી સ્પષ્ટ હકીકત જૈનદર્શન સિવાય જગતના કોઈ સાહિત્યમાંથી સમજવા મળી શકે તેમ નથી.



## પ્રકરણ ૬ ઠ્ઠું

# કર્મતત્વના વિષયમાં જૈનદર્શનની વિશેષતા

આઠે ગ્રહણયોગ્ય પુદ્ગલવર્ગણાના પુદ્ગલ–સ્કંધોનું ગ્રહણ–પરિણમન એ બધુંય જીવના અનભિસંધિજ વીર્યવડે થતું હોવા છતાં, કર્મથી સંબધિત બની રહેલ આત્માના જ પ્રયત્નવડે આ બધું થાય છે. એટલે આ બધું થવામાં કારણરૂપે તો જીવની સાથે સંબંધિત બની રહેલ કર્મઅણુઓ જ છે. કર્મઅણુઓના સંબંધને લીધે જ જીવને વિવિધ નાટકો કરવાં પડયાં છે. પુદ્ગલઅણુ કરતાં પણ અનંતાનંત શક્તિધારક આત્માની શક્તિઓને, આચ્છાદિત કરી રાખી, આત્માને દુઃખપ્રાપ્ત દશામાં મૂકનાર તે કર્મઅણુઓ જ છે.

પદાર્થવિષય ગ્રાહ્યશક્તિ–બુદ્ધિ–સદ્વિવેક–ક્ષમા–નમ્રતા–સરલતા–નિર્લોભતા–દાન–લાભ–ભોગ–ઉપભોગ અને વીર્ય (આત્મ તાકાત) ઈત્યાદિ આત્મિક ગુણોની અનુકૂળતા તથા પ્રતિકુળતામાં, વળી શરીર, શરીરનાં અવયવો, શરીરની આરોગ્યતા, શરીરની મજબૂતાઈ, શરીરનો આકાર, શરીરનાં રૂપ–રસ–ગંધ–સ્પર્શ, શરીરમાં આત્માની સ્થિરતા, સુસંસ્કાર પોષક કુળ, ઈત્યાદિ બાહ્ય સંયોગોની અનુકૂળતા અને પ્રતિકૂળતામાં પણ, આ જીવ ઉપર કર્મરજકણોનું જ અધિપત્ય વર્તે છે.

કર્મથી સંબંધિત બની રહેલ આત્મા પરાધીન છે. તેની સ્વતંત્રતા કર્મઅણુઓએ છીનવી લીધેલી છે. કર્મ-અણુઓના સામ્રાજ્યે જીવ ઉપર કંટ્રોલ જમાવ્યો છે. અનુ-કૂળતા સર્જક કેટલાંક કર્મઅણુઓથી સંસારી જીવને ક્યારેક કંઈક શાંતિ મળે છે, પરંતુ તે શાંતિ, શાશ્વત્ અર્થાત્ સદાકાળ સ્થાયી બની રહેવાવાળી હોતી નથી. વળી તેવી શાંતિપ્રાપ્તિના સમયે પ્રતિકૂળતા સર્જક કેટલાંક કર્મઅણુઓનો વિપાક પણ જીવને વર્તતો હોય છે. એ રીતે કર્મરજકણોથી સર્જિત શાંતિ–અશાંતિનું ચક્ર, સંસારી જીવનમાં ચાલ્યા જ કરે છે. ધોમધખતા ઉનાળાના પ્રચંડ તાપમાં રણમાં વિચરી રહેલ માનવીને ઘડીભર માટે ચોંગલું પાણી મળી જાય, અને તેનાથી જેવી શાંતિ તે અનુભવે, આવી પરાધીનતાવાળી શાંતિ–સુખ તે કંઈ વાસ્તવિક શાતિ તેવી નહિવત્ શાંતિ, જીવને ક્યારેક અનુભવાય તેથી કંઈ તેનું દારિદ્ર ફીટી જતું નથી. આવી પરાધીનતાવાળી શાંતિ–સુખ તે કંઈ વાસ્તવિક શાંતિ કે સુખ ન કહેવાય. જે સુખશાંતિની પછવાડે દુ:ખના ઢગ ખડકાયેલા હોય, તેવી સુખશાંતિ શું કામની? જ્ઞાનીપુરૂષોએ તો ફરમાવ્યું છે કે શાશ્વત અને સત્યસુખશાંતિની પ્રાપ્તિ તો કર્મ રજકણોના સંબંધથી બિલકુલ રહિત બની જવાવાળા આત્માઓને જ હોઇ શકે છે. પોતાનો જ આત્મા અનંત સુખનો ઝરો છે. જ્યાં સુધી આત્મા કર્મસંબંધથી પરાધીન છે, ત્યાં સુધીનું તેનું સુખ પણ પરાધીન છે. અધુરૂં છે, અશાશ્વત છે. પરાધીન અવસ્થામાંથી છૂટી આત્માની આઝાદી મેળવવા દ્વારા શાશ્વત અને સત્ય સુખની પ્રાપ્તિ માટે તો

આત્માએ કર્મઅણુસમૂહના આગમનને રોકી, ભૂતપૂર્વ આગત કર્મઅણુસમૂહને આત્મામાંથી-સર્વથા અલગ કરવા પ્રયત્નશીલ બની રહેવું જોઈએ. અને તે માટે કર્મઅણુસમૂહના વિજ્ઞાનનો સારી રીતે અભ્યાસ કરવો જોઈએ.

વિશ્વમાં જેટલાં દર્શન, આત્મવાદી છે, અને પુનર્જન્મને માને છે, તેમને પુનર્જન્મની સિદ્ધિને માટે કર્મ માનવું જ પડે છે. તે તે દર્શનોની ભિન્ન ભિન્ન પ્રક્રિયાઓને કારણે યા તો આત્માના સ્વરૂપમાં મતભેદ હોવાના કારણે, કર્મના સ્વરૂપમાં થોડીઘણી ભિન્નતા સમજાય, પરંતુ સર્વ આત્મવાદી દર્શનોએ કોઈને કોઈ નામથી પણ કર્મનો સ્વીકાર તો કરેલ જ છે.

જે મનુષ્યો, ધન-શરીર આદિ બાહ્ય વિભૂતિયોમાં આત્મબુદ્ધિવાળા છે, અર્થાત્ જડમાં જ અહંત્વ માની બાહ્ય દ્રષ્ટિવંત બની રહ્યા છે, તેવા બહિરાત્મભાવ સંસ્કારોથી વાસિત મનુષ્યોને કર્મવિષયનું વિજ્ઞાન રૂચિકર ન હોય, તેથી કરીને કર્મની સત્યતામાં તો કંઈપણ ફેર પડતો જ નથી.

સાધારણ લોક પોતાના વ્યવહારમાં કામધંધા અને વ્યવસાયને માટે કર્મ શબ્દનો પ્રયોગ કરે છે. પરંતુ જૈન શાસ્ત્રોમાં કર્મ શબ્દનો ઉપયોગ બે અર્થને ઉદ્દેશીને જ છે.

(૧) રાગદ્વેષાત્મક પરિણામ. જેને કષાય ( ભાવકર્મ ) કહેવાય છે. અને (૨) કાર્મણ જાતિનાં અણુવિશેષ કે જે કષાયના નિમિત્તથી આત્માની સાથે વળગી રહેલાં છે, તેને

દ્રવ્યકર્મ કહેવાય છે. અહીં ભાવકર્મ તે આત્માના વૈભાવિક પરિણામ સ્વરૂપ છે. જેથી તેનો ઉપાદાનરૂપ કર્તા જીવ જ છે. અને દ્રવ્યકર્મ તે કાર્મણજાતિના સૂક્ષ્મ અણુસમૂહરૂપ પુદ્ગલોનો વિકાર છે. તેનો પણ કર્તા, નિમિત્ત રૂપથી જીવ-જ છે. ભાવકર્મનું નિમિત્ત દ્રવ્યકર્મ છે, અને દ્રવ્યકર્મનું નિમિત્ત ભાવકર્મ છે. એ રીતે તે બન્નેનો સંબંધ અરસ-પરસ બીજાંકુરની માફક કાર્ય-કારણરૂપે છે.

કેટલાક દર્શનકારોએ કર્મને માયા-અવિદ્યા-પ્રકૃતિ-વાસના-અદ્રષ્ટ-સંસ્કાર-દૈવ-ભાગ્ય ઈત્યાદિ સંજ્ઞાથી પણ ઓળખાવ્યું છે. પરંતુ તે બધાં પર્યાયવાચક નામો હોઈ કર્મને જ ઉદ્દેશીને છે.

અહિં ભાવકર્મને આત્માના વૈભાવિક પરિણામ સ્વરૂપે બતાવેલ છે; તે વૈભાવિક પરિણામનો અર્થ એ સમજવો કે જેમ શરાબ પીધેલા મનુષ્યની પ્રવૃત્તિ તે વિપરીત છે, તેવી રીતે કર્મરૂપી શરાબના સંબંધથી સંબંધિત બની રહેલ જીવની જે સુખ-દુઃખરૂપે વર્તતી અવસ્થા તે વૈભાવિક અવસ્થા સમજવી. શરાબના નિશામાં ચકચૂર બનેલો માણસ નાચતો-કુદતો-હસતો હોવા છતાં, તેના નાચવા-કુદવા-હસવામ વાસ્તવિક હર્ષ નથી, પણ નશાજન્ય છે. તેવી રીતે કર્મના વિપાકોદય સમયે વર્તતી આત્માની બાહ્ય સુખવાળી દશા, તે વસ્તવિક સુખદશા નથી. સ્વાભાવિક નથી. પરંતુ વિભાવિક છે.

જૈનદર્શનમાં પ્રત્યેક કર્મની બધ્યમાન-સત્ અને ઉદય-માન એમ ત્રણ અવસ્થાઓ માનેલી છે. તેને ક્રમશઃ બન્ધ

–સત્તા અને ઉદય કહેવાય છે. જૈનેતર દર્શનોમાં પણ કર્મની તે જ અવસ્થાઓને બતાવતાં બધ્યમાન કર્મને ક્રિયમાણ, સત્ કર્મને સંચિત, અને ઉદયમાન કર્મને પ્રારબ્ધ તરીકે ઓળખાવેલ છે. પરંતુ આટલા માત્રથી કર્મના અણુઓનું વાસ્તવિક સ્વરૂપ સમજી શકાતું નથી. કર્મ અણુવિજ્ઞાનની સમજનો ઉદ્દેશ મુખ્યત્વે કરીને તો આત્માની સ્વાભાવિક અર્થાત્ પારમાર્થિક અને વ્યાવહારિક એ બન્ને સ્વરૂપને સત્ય રીતે ઓળખવા માટેની છે. જીવના આ બન્ને સ્વરૂપનો ખ્યાલ પ્રાપ્ત કરવામાં જ કર્મવિષયક સમજની સફલતા છે. વળી કેવળ વિભાવિક યા વ્યાવહારિક સ્વરૂપને જ જાણવા માત્રમાં કર્મવિજ્ઞાનની સફલતા નથી. યા એકલા શુદ્ધ સ્વરૂપના પ્રતિપાદનમાં પણ કર્મ વિજ્ઞાનની સફલતા નથી. હા! એટલું જરૂર છે કે આત્માના પારમાર્થિક સ્વરૂપ તરફ દષ્ટિપાત કરવા પહેલાં તેના વ્યાવહારિક સ્વરૂપનો ખ્યાલ પણ હોવો જોઈયે. મનુષ્ય–પશુ–પક્ષી–સુખી–દુઃખી આદિ આત્માની દ્રશ્યમાન અવસ્થાઓના સ્વરૂપને સારી રીતે જાણ્યા વિના આત્માના પારમાર્થિક સ્વરૂપને સમજવાની યોગ્યતા પ્રાપ્ત થવી મુશ્કેલ છે. કારણ કે જ્યાં સુધી અનુભવમાં આવવાવાળી વર્તમાન અવસ્થાની સાથે આત્માના સંબંધનો સાચો ખુલાસો ન થય ત્યાં સુધી સમજનારની દૃષ્ટિ, આગળ કેવી રીતે વધી શકે? જ્યારે આત્માને એ સમજાય કે ઉપરના સર્વ રૂપ તે વિભાવિક છે, સંયોગજન્ય છે, ત્યારે જ સ્વયમેવ જિજ્ઞાસા પેદા થય છે કે, આત્માનું સત્ય યા સ્વાભાવિક અર્થાત્ કર્મસંબંધી રહિત સ્વરૂપ કેવું છે? પરંતુ જે કર્મવિજ્ઞાન માત્ર આત્માની

દ્રશ્યમાન દશાને જ સમજાવવા પુરતું હોઈ, પારમાર્થિક યા સ્વાભાવિક દશાને સમજાવવામાં અશક્ય છે, તે કર્મવિજ્ઞાન અધુરૂં છે.

પૌદ્ગલિક અણુ કરતાં કર્મઅણુસમૂહના સંબંધથી રહિત આત્મઅણુની અનંતાનંત શક્તિની સમજ, તે અધુરા કર્મવિજ્ઞાનથી પ્રાપ્ત થઈ શકતી નથી. તેને સમજવા માટે તો સંપૂર્ણ કર્મવિજ્ઞાનની સમજ હોવી જોઈએ.

કર્મને માનનાર જૈનેતર દર્શનોની કર્મ અંગેની માન્યતા પ્રાયઃ જીવની દ્રશ્યમાન-વ્યાવહારિક દશાની વિવિધતાને જ અનુલક્ષીને છે. મનુષ્યપણું-દેવપણું, નરકપણું-પશુપણું-પક્ષીપણું-શારીરિક સુખ-દુઃખપણું, જન્મ-મરણપણું ઈત્યાદિ-પણે વર્તતી વિવિધ જીવદશાની પ્રાપ્તિમાં કારણસ્વરૂપે કર્મને તેઓએ સ્વીકાર્યું છે. પરંતુ જીવનો મુખ્ય સ્વભાવ-જીવનો મુખ્ય ગુણ શું છે? અને તે ગુણની પ્રગટતામાં વિવિધ જીવ આશ્રયી વિવિધતા કયા કારણને લઇને છે? તે કારણને કેવી રીતે હઠાવી શકાય? આ હકીકત તો માત્ર જૈન દર્શનમાં જ જાણવા મળે છે.

જૈનદર્શનમાં સર્વ કર્મરજકણ સમૂહનું ઘાતી અને અઘાતી એમ બે રીતે પણ વર્ગીકરણ કર્યું છે. જીવના પારમાર્થિક યા સ્વાભાવિક સ્વરૂપ આત્મિક ગુણને આચ્છાદિત બનાવી રાખનાર કર્મને, ઘાતી કર્મ તરીકે ઓળખાવ્યાં છે. અને જીવની વ્યાવહારિક યા દ્રશ્યમાન અવસ્થાની અનુકૂળતા યા પ્રતિકૂળતા સર્જક કર્મને, અઘાતી કર્મ તરીકે ઓળખાવ્યાં

છે. આમાં ઘાતીકર્મનું સ્વરૂપ જૈનદર્શન સિવાય અન્ય સ્થળે પ્રાયઃ જવલ્લે જ જોવામાં આવે છે. તેનું કારણ એ જ છે કે અન્ય દર્શનોએ જીવની કર્મથી મુક્તદશામાં સુખ તો સ્વીકાર્યું, પરંતુ તેવી મુક્તદશા એટલે કેવી દશા? તે દશામાં જીવનું સ્વરૂપ કેવું હોય? તે સ્વરૂપનું આચ્છાદક કર્મ કેવા પ્રકારનું હોય? તે કર્મને હટાવવાનો ઉપાય શો? આ બાબતની સમજ જૈનદર્શન સિવાય અન્ય કોઈ આપી શક્યું નથી. જૈનદર્શન કહે કે છે કે "જીવ" તે પરમાત્માનો અંશ છે. તેનો અર્થ શાસ્ત્રની દૃષ્ટિએ એ થાય છે કે જીવમાં જેટલી જ્ઞાનકળા વ્યક્ત છે, તે કર્માવરણથી આવૃત ચેતનાશક્તિનો એક અંશમાત્ર છે. જ્ઞાનાવરણીય કર્મ બિલકુલ હટી જવાથી ચેતના (જ્ઞાન) પરિપૂર્ણ રૂપથી પ્રગટ થાય છે. તે પરિપૂર્ણ જ્ઞાન (કેવળજ્ઞાન) એ જ ઈશ્વરભાવ યા ઈશ્વરત્વની પ્રાપ્તિ છે. અર્થાત્ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી પ્રગટ જ્ઞાનશક્તિ, તે પરિપૂર્ણ જ્ઞાન (કેવળજ્ઞાન) રૂપ ઈશ્વરત્વનો અંશ છે. આ રીતે કેવળજ્ઞાન સ્વરૂપે જીવની શુદ્ધ દશાના સ્વરૂપનું જ્યાં નિરૂપણ જ ન હોય, ત્યાં તે અવસ્થાનું રોધક જ્ઞાનાવરણીય કર્મનું પણ નિરૂપણ ક્યાંથી હોય?

જૈનદર્શન કહે છે કે જીવોનો મુખ્ય સ્વભાવ જ્ઞાન છે. જ્યાં જ્ઞાન ત્યાં જીવ અને જ્યાં જીવ ત્યાં જ્ઞાન અવશ્ય હોય છે. જ્ઞાન વિનાનો જીવ ન હોય અને જીવ સિવાય બીજે ક્યાંય જ્ઞાન પણ ન હોય. ગુણી સિવાય ગુણ ન હોય અને ગુણ વિના ગુણી ન હોય. શીખેલું યાદ રાખવું પડે છે. યાદ

રાખ્યા વિના શીખેલું ટકતું નથી. કેટલીક વખત યાદ કરવા જતાં પણ યાદ આવતું નથી. એ રીતે ભૂલાઈ જવાના સમયે જ્ઞાન છે તો ખરૂં જ. અને જો ન હોય તો થોડીવાર પછી યાદ આવી જાય છે, તે યાદ આવ્યું શાથી ? ભૂલાઈ જવા ટાઈમે જ્ઞાન હતું તો ખરૂં છતાં ભૂલાઈ ગયું તેનું શું કારણ ? એનો જવાબ એ જ છે કે યાદ ન આવ્યું તે વખતે કોઈક રોકનાર ચીજ હતી. યાદ આવ્યું તે વખતે રોકનાર ચીજ ખસી ગઈ. જરૂર વખતે યાદ નથી આવતું તેથી માનવું પડશે કે જ્ઞાનને રોકનાર પણ કોઈક કર્મ છે. તેને જ જૈનદર્શનમાં જ્ઞાનાવરણીય કર્મ તરીકે ઓળખાવ્યું છે.

વિશ્વમાં જ્ઞેય પદાર્થો અનંતા છે. પરંતુ તે સર્વનો જ્ઞાતા જીવ જ હોઈ શકે. જ્ઞાતા પોતાની જ્ઞાનશક્તિથી જ્ઞેય-પદાર્થને જાણે. આ જ્ઞાનશક્તિ તે જ ચેતનશક્તિ. ચેતના એ જીવનું જ મુખ્ય લક્ષણ છે. નહિ કે અજીવનું. જીવના શરીરાદિ કોઈ અવયવો કે ઇન્દ્રિયોમાં એ જ્ઞાનગુણ નથી. જ્ઞેયપદાર્થના સ્વરૂપને જાણવામાં છદ્મસ્થ જીવને ઇંદ્રિયોની સહાયની જરૂર ખરી, પણ તેથી કરીને કંઈ ઇંદ્રિયોનો ગુણ જ્ઞાન હોઈ શકતો નથી. અર્થાત્ જ્ઞેયપદાર્થની જ્ઞાતા ઇન્દ્રિયો નથી. ઇન્દ્રિયોમા અગર મગજમાં જ્ઞાનગુણ હોય તો મૃતદેહમાં પણ મગજ અને ઇન્દ્રિયો વિદ્યમાન હોય છે. પણ જીવ-સંબંધથી રહિત તે ઇન્દ્રિયો કંઈ જ્ઞેય પદાર્થની જ્ઞાતા બની શકતી નથી. આજે પ્રચલિત પામેલ ચક્ષુદાનની હકીકત અંગે વિચારીએ તો મૃતપામેલ મનુષ્યની ચક્ષુઓ, જીવતા મનુષ્યને

જોઈન્ટ કરીએ, તો જ તે ચક્ષુઓ પદાર્થના રૂપને જોવામાં ઉપયોગી બને છે. અર્થાત્ તે ચક્ષુરૂપ સાધનદ્વારા પણ જોઈ શકવાની શક્તિવાળો વિદ્યમાન હોય તો જ જોઈ શકે છે. મૃતદેહમાં જોઇ શકવાની શક્તિવાળો વિદ્યમાન નથી. એટલે સાધન હોવા છતાં પણ તે સાધન દ્રશ્ય પદાર્થનું જ્ઞાન કરવામાં ઉપયોગી બની શકતું નથી.

વળી કેટલાક જીવોને સાધન બદલાઈ જવા છતાં પણ એક સમયે અનુભવેલી લાગણીઓનું અન્ય સમયે સ્મરણ થયા કરે છે. જેમકે—આજે છાપાઓમાં પૂર્વભવની સ્મૃતિના હેવાલો ઘણી વખત પ્રગટ થતા અને તે સત્ય પૂરવાર થવાના સમાચારો આપણે સાંભળીયે છીએ. જીવ એક ભવમાંથી છૂટી અન્ય ભવમાં જન્મ પામ્યા બાદ પણ પૂર્વભવની ઇન્દ્રિયોથી અનુભવેલ હકીકતોને નવા ભવમાં પ્રાપ્ત ઇન્દ્રિયો દ્વારા દેખી—સાંભળીને સ્મૃતિમાં લાવે છે. આ સ્મૃતિમાં લાવવાવાળો, જીવ છે. ઇન્દ્રિયો નથી. કારણ કે પૂર્વભવની બીનાઓને જાણનાર—સાંભળનાર જો ઇન્દ્રિયો હોત તો તે ઇન્દ્રિયો તો વિલીન પામી ગયેલી હોય છે. અને તે વિલીન પામેલી હોવા છતાં પણ જીવને સ્મૃતિ આવી શકે છે. અને સ્મૃતિદ્વારા પૂર્વે અનુભવેલ પદાર્થજ્ઞાનને તે જીવ જાણી શકે છે. માટે જ્ઞાન યા ચૈતન્યતા તે જીવનો જ મુખ્ય ગુણ છે. અને તે જીવની સાથે સદાના માટે સ્થિત છે. જ્ઞાન એ જીવનો જ ગુણ હોવાથી દરેક જીવમાં જ્ઞાન-શક્તિ હોય જ છે. પછી ભલે તે ન્યૂનાધિક પ્રમાણમાં હોય.

કેટલાક જીવોની જ્ઞાનશક્તિ એવી પણ વર્તતી હોય છે કે: ઇન્દ્રિયોની અપેક્ષા વિના પણ મર્યાદિત રીતે પદાર્થ-વિષયને જાણી શકે છે. આમ ઇન્દ્રિયોની અપેક્ષાવાળી અને ઇંદ્રિયોની અપેક્ષા વિનાની એમ બે પ્રકારની ચૈતન્યશક્તિ યા જ્ઞાનશક્તિ પૈકીની, દરેક જ્ઞાનશક્તિ વિવિધ જીવ આશ્રયી, અને એક જીવને પણ વિવિધ સમય આશ્રયીને, વિવિધ પ્રકારની હોય છે. જ્ઞાનશક્તિની આ વિવિધતાનું સ્વરૂપ નંદિસૂત્રમાં બહુ જ સ્પષ્ટ અને બુદ્ધિગમ્ય રીતે બતાવ્યું છે. આમ જ્ઞાન એ જીવમાત્રનો ગુણ હોવા છતાં પણ જ્ઞાનશક્તિની વિવિધતાનું કારણ શું? એ પ્રશ્ન બુદ્ધિમાન મનુષ્યોના હૃદયમાં ઉપસ્થિત થાય એ સ્વાભાવિક છે.

પરંતુ આ પ્રશ્નનું સમાધાન કર્યા પહેલાં પહેલું તો એ સમજી લેવું જોઇએ કે-"જે જે વસ્તુના વિકાસમાં હાનિવૃદ્ધિ દેખાય તે તે વસ્તુમાં પ્રકર્ષતા અર્થાત્ સંપૂર્ણતા યા અન્તિમવિકાસ પણ હોવો જોઇએ." એ હિસાબે જ્ઞાનશક્તિની ન્યૂનાધિક વિકાસતાના હિસાબે તે જ્ઞાનશક્તિની પ્રકર્ષતા અર્થાત્ સંપૂર્ણપણાનું પણ અનુમાન કરી શકાય છે. અનન્તજ્ઞેયના વિશેષધર્મને જણાવનાર ગુણના એવા પૂર્ણ પ્રકર્ષને કેવળજ્ઞાન કહેવાય છે.

કેવળજ્ઞાન એટલે સર્વ જીવોને એક જ સરખું જ્ઞાન. અને તે પણ વિશ્વના રૂપી-અરૂપી સર્વ પદાર્થનું, ઇંદ્રિયોની અપેક્ષા વિનાનું, ત્રિકાલિક અબાધિત જ્ઞાન.

જ્ઞાન એ જીવમાત્રનો સ્વભાવ હોવાથી સર્વ જીવો આવા પૂર્ણ જ્ઞાનવાળા અર્થાત્ કેવળજ્ઞાની છે. મિલકત સરખી છતાં ઘરાકમાં દબાઈ ગયેલાનો હાથ છૂટો હોતો નથી. તેમ દરેક જીવ કેવળજ્ઞાનમય છતાં જ્ઞાનશક્તિનું આચ્છાદન કરનાર કોઈ ચીજ આત્મામાં પડેલી છે. જેથી જ્ઞાનદીપકના પ્રકાશમાં ન્યૂનાધિકતા વર્તે છે. આચ્છાદાન કરનારી તે ચીજને જૈન–દર્શનમાં જ્ઞાનવરણીય કર્મ તરીકે ઓળખાવી છે. આ રીતે જૈનદર્શન સિવાય બીજાઓએ જ્ઞાન સ્વભાવને રોકવાવાળા કર્મને માન્યુ જ નથી. તેથી રોકવાનાં કારણો તથા તે કર્મને તોડવાના પ્રકારો પણ જૈનેતરદર્શનોમાં બતાવ્યા નથી. આત્મ-ગુણ અને તેને રોકનારાં કર્મની હકીકતનો ખ્યાલ પેદા થયા વિના આત્મગુણને પ્રગટ પણ શી રીતે કરી શકાય ?

જ્ઞાનશક્તિ ઉપર જ્ઞાનાવરણીય કર્મનું જેવું જેવું આચ્છા-દન તેવી તેવી જીવને પદાર્થ વિષય જાણવાની મુશ્કેલી. અને જેટલી જેટલી મુશ્કેલી, તેટલી તેટલી મુંઝવણ, અને જેટલી જેટલી મુંઝવણ તેટલું તેટલું દુઃખ.

તનતોડ પ્રયત્નપૂર્વક પ્રાપ્ત સમૃદ્ધિ કેટલો ટાઇમ ટકશે ? કેટલા ટાઇમ સુધી તેમાં જરાપણ મુશ્કેલી નહિં આવે; તેના નિશ્ચિત જ્ઞાન વિના તે સમૃદ્ધિવતને શાંતિ ખરી કે ?

વિશ્વના જ્ઞેય પદાર્થોની ત્રિકાલિક અવસ્થાઓ અનંતી છે. તે અનંતી અવસ્થાઓ પૈકી પ્રત્યેક અવસ્થા કઈ જાતના નિમિત્તથી પ્રગટ થઈ શકે ? કઈ અવસ્થા સંસારી જીવને કેવા પ્રકારની અનુકૂળતા યા પ્રતિકૂળતા સર્જક બની શકે ?

આ સર્વનું સંપૂર્ણ જ્ઞાન તે કેવળજ્ઞાની સિવાય વિશ્વનો કોઈ વૈજ્ઞાનિક પ્રાપ્ત કરી શક્યો નથી, અને કરી શકવાનો પણ નથી.

જીંદગીઓ ને જીંદગીઓ ચાલી જાય, કરોડો-અબજો રૂપીયાનો વ્યય થાય, રાત-દિવસ તનતોડ પ્રયત્ન કરાય, છતાં પણ કેવળજ્ઞાનીઓના જ્ઞાનવડે જે પદાર્થજ્ઞાન થાય છે, તેવું પદાર્થજ્ઞાન અન્યથી કદાપિ થઈ શકતું નથી. કેવળજ્ઞાનમાં જે શક્તિ છે, તેવી જ્ઞાનશકિત વિશ્વના કોઈ યંત્રો-શસ્ત્રો કે રસાયણ શાસ્ત્રથી પ્રાપ્ત થઈ શકવાની નથી. માટે જ જ્ઞાનીઓ કહે છે કે કોઈપણ પ્રકારના બાહ્યસાધનોની લેશમાત્ર પણ અપેક્ષા વિના, વિશ્વના સમગ્ર પદાર્થોની સમગ્ર શક્તિઓના સમગ્ર આવિષ્કારોની સુલભતા પ્રાપ્ત કરવા માટે, આત્માની કેવળજ્ઞાન શક્તિને આચ્છાદિત બનાવી રાખનાર, જ્ઞાનાવરણીય કર્મસ્વરૂપે વર્તી રહેલ પૌદ્ગલિક રજકણોને, આત્મા ઉપરથી સર્વથા દૂર કરવાનો પ્રયત્ન કરો. પછી જુઓ કે આત્માના અણુઅણુમાં રહેલ અનંત જ્ઞાનશક્તિ, પદાર્થ વિજ્ઞાનનો કેવી રીતે આવિષ્કાર કરી શકે છે.

આધુનિક વૈજ્ઞાનિકોએ કરોડો-અબજો રૂપીયાના વ્યય-પૂર્વક અનેક યાંત્રિક સાધનો દ્વારા યા રસાયણોની મિશ્રતા દ્વારા સૂક્ષ્મ અણુશક્તિના જે આવિષ્કારો કરી બતાવ્યા છે, તેના કરતાં પણ સૂક્ષ્માતિસૂક્ષ્મ અણુસ્વરૂપનું વર્ણન જૈન-શાસ્ત્રો દ્વારા જાણતાં આપણને સમજાય છે કે, કોઈ પણ જાતના બાહ્યસાધનની અપેક્ષા વિનાના આવા અણુ આવિષ્કારો

આવિષ્કારિત કરવામાં કેવલજ્ઞાની પુરૂષોની જ્ઞાનશક્તિ કેટલી જરૂર છે? તે જૈનદર્શનમાં પ્રરૂપિત દ્રવ્યાનુયોગના વિષયનો અભ્યાસ કરવાથી આપણુને સમજાય છે.

કેવળજ્ઞાન સ્વરૂપ જ્ઞાનશક્તિના અભાવે જીવમાં વર્તતી અન્ય અન્ય પ્રકારની જ્ઞાનશક્તિ, તે કર્મરજકણોનો ન્યૂનાધિક પ્રમાણમાં પણ સંબંધ રાખવાવાળી છે. તેમાં જેટલો જેટલો તે રજકણોનો સંબંધ, તેટલું તેટલું જ્ઞાનશક્તિઓનું આચ્છાદન હોય છે. નંદિસૂત્રમાં વિવિધ પ્રકારે વર્તતા જ્ઞાનનું સુંદર વર્ણન કરેલ છે.

પૌદ્‌ગલિક આવિષ્કારો કરનાર વિવિધ વૈજ્ઞાનિકોની જ્ઞાનશક્તિ, કર્મરજકણોના સંબંધવાળી હોવાથી ઘણી જ અધુરી છે. આધુનિક વૈજ્ઞાનિકોએ ગમે તેટલા પ્રકારે અણુશકિતના આવિષ્કારો ભલે કર્યા, પરંતુ તે આવિષ્કારો અધુરા અને કોઈપણ પ્રકારના બાહ્યસાધનોની અપેક્ષાવાળા છે. જ્યારે સર્વજ્ઞ-કેવલજ્ઞાની પુરુષો દ્વારા આવિષ્કારિત, પદાર્થ આવિષ્કારો, કોઈપણ પ્રકારના બાહ્યસાધનની અપેક્ષા વિનાના અને સંપૂર્ણ છે.

આ રીતે આત્માનો મુખ્ય સ્વભાવ જ્ઞાન છે, તે સમજાય ત્યારે જ જ્ઞાનની અધિકતા-ન્યૂનતા અને અન્તે પરિપૂર્ણતા સમજાય. વળી જ્ઞાનમાં તરતમતા-ઓછાવત્તાપણું સમજાતાં તેના કારણરૂપે જ્ઞાનાવરણીય કર્મ પણ સમજાય.

આ જ્ઞાન ઉપરાંત આત્માનો બીજો ગુણ (સ્વભાવ)

દર્શન છે. સર્વ જ્ઞેયપદાર્થો સામાન્ય અને વિશેષ એમ બન્ને ભાવ યુક્ત હોય છે. સામાન્ય વિના વિશેષ હોઈ શકતું નથી, અને વિશેષ રહિત સામાન્ય હોતું નથી. પરંતુ પ્રત્યેક વસ્તુમાં તે બન્ને સંલગ્ન છે. તેમાંથી જ્ઞેયના વિશેષ ધર્મને જાણવાવાળો આત્માનો જે ગુણ છે, તે જ્ઞાન છે. અને તે જ્ઞેયના સામાન્ય ધર્મને જાણવાવાળો આત્માનો જે ગુણ છે તે દર્શન છે. વાસ્તવિક રીતે તો વસ્તુના પ્રાથમિક ખ્યાલ પૂરતા જ્ઞાનને જ દર્શન કહેવાય છે. પદાર્થબોધની પ્રથમભૂમિકા દર્શન છે. તેમાં વસ્તુના ખાસ સ્વરૂપનો ભાસ નહીં થતાં ફક્ત વસ્તુની સત્તાનું જ ભાન થાય છે. જ્ઞાન તે સાકાર અને સવિકલ્પ છે, અને દર્શન તે નિરાકાર અને નિર્વિકલ્પ છે. જ્ઞાનને આત્માનો ગુણ માનીએ એટલે દર્શનને તો માનવું જ પડે. કોઈપણ વસ્તુનું પહેલું તો સામાન્ય જ્ઞાન થાય અને બીજી પળે વિશેષ જ્ઞાન થાય છે. તેમાં પહેલું સામાન્ય જ્ઞાન છે, તેનું નામ જ દર્શન છે. દર્શનને જીવના સ્વભાવ તરીકે માનીએ એટલે તેના અવરોધકરૂપ દર્શનાવરણીય કર્મને પણ માનવું જ પડે. આ રીતે જ્ઞાનની પ્રકર્ષતા–પૂર્ણતાને જેમ કેવળજ્ઞાન કહેવાય, તેમ દર્શનની પ્રકર્ષતા–પૂર્ણતાને કેવળ–દર્શન કહેવાય છે.

વસ્તુના પ્રાથમિક ખ્યાલ પૂરતા જ્ઞાનને જ દર્શન કહેવાતું હોવા છતાં, જ્ઞાન અને દર્શનનાં આવરણકર્મ ભિન્ન છે. વળી પદાર્થબોધ થવા ટાઈમે ચડતા ઉતરતા વિવિધ પ્રકારના આત્મોપયોગ રૂપ ભેદનો વ્યવસ્થિત અને વિસ્તૃત

રીતે થતો ખ્યાલ ચુકાઈ ન જવાય તે માટે આત્માની ચૈતન્ય શક્તિને માત્ર એક જ્ઞાનસ્વરૂપે જ નહિં ઓળખાવતાં, જ્ઞાન અને દર્શન એમ બન્ને સ્વરૂપે જૈનદર્શનમાં ઓળખાવી છે.

આ જ્ઞાન અને દર્શન ઉપરાંત આત્માનો ત્રીજો ગુણ ચારિત્ર છે. જીવની સ્વશક્તિ ચેતના અને વીર્યાદિની પરિણતિનું પ્રવર્તન, સ્વભાવમાં જ વર્તે તેને ચારિત્ર કહેવાય. અર્થાત્ રાગ–દ્વેષની પરાધીનતા રહિત આત્માની જ્ઞાન અને દર્શનશકિતનો ઉપયોગ તેને ચારિત્ર કહેવાય છે. રાગ–દ્વેષ એટલે આત્મામાં વર્તતા ક્રોધાદિ કષાય. આ ક્રોધાદિ કષાયના ત્યાગને જ ચારિત્ર કહેવાય. આત્માની અવસ્થામાં સર્વદાના માટે સંપૂર્ણ રાગ–દ્વેષ અર્થાત્ ક્રોધાદિ કષાય રહિતપણાને ચારિત્રની પૂર્ણતા કહેવાય છે.

ચારિત્રની પૂર્ણતાવાળી અવસ્થા ધરાવતા સર્વ જીવોની સ્થિતિ સદાના માટે એક સરખી જ હોય છે. પરંતુ અપૂર્ણ ચારિત્ર ધરાવતા વિવિધ જીવોની અવસ્થામાં અને એકનાએક જીવની અવસ્થામાં વિવિધ કાળે વર્તતા અપૂર્ણ ચારિત્રમાં પણ અનેક પ્રકારની ભિન્નતા વર્તે છે. ચારિત્રની અપૂર્ણતામાં ન્યૂનાધિક પ્રમાણમાં પણ ચારિત્રની માત્રા આચ્છાદિત બની રહેલી હોય છે. અને તેનું આચ્છાદક કર્મ તે મોહનીય કર્મ છે. આત્માને મુંઝવે–વિકલ કરે–ભાન ભૂલો બનાવે માટે તેને મોહનીય કહેવાય છે. જીવની આ મુંઝવણ બે પ્રકારની હોય છે.

આત્માના જ્ઞાન–દર્શનાદિ ગુણો, તે ગુણોનાં આચ્છાદક

કર્મો (કર્મ સ્વરૂપે પરિણામ પામેલ પૌદ્ગલિક રજકણો), આત્માની સાથે થતા તે કર્મોના સંબંધનાં કારણો, તે સંબંધથી આત્માને છૂટકારો કરવાના ઉપાયો, આત્માની સ્વભાવ-વિભાવ દશા, વાસ્તવિક સુખ-દુઃખની સમજ, ઈત્યાદિ તાત્વિક જ્ઞાન વિજ્ઞાનને વીતરાગ સર્વજ્ઞ પુરૂષોના કથન મુજબ સત્ય તરીકે સ્વીકારી લેવામાં મુંઝવનાર કર્મને "દર્શન મોહનીય" કર્મ કહેવાય છે. અને તે સત્ય માન્યતાનુસાર જીવનની પ્રવૃત્તિમાં મુંઝવનાર અર્થાત્ આડે આવનાર કર્મને ચારિત્ર મોહનીય કર્મ કહેવાય છે.

આત્માનો ચોથો ગુણ વીર્ય છે. આ વીર્ય અંગેની વિચારણા આ પુસ્તકના પ્રકરણ પાંચમામાં વિચારાઈ ગઈ છે.

જ્ઞાન-દર્શન-ચારિત્ર અને વીર્ય એ આત્માના સ્વ-માલિકીના-બહાર ક્યાંયથી નહિં આવેલા સ્વાભાવિક ગુણો છે. જ્યારે જ્ઞાનાવરણીય-દર્શનાવરણીય-મોહનીય અને અંતરાય એ ચારે, કર્મરૂપે પરિણામ પામી આત્માની સાથે સંયોગિત બની રહેલ પૌદ્ગલિક રજકણોનો સમૂહ છે. આત્માની સાથે સંબંધિત બની રહેલ સમગ્ર કર્મરજકણોમાં સ્વભાવની ભિન્નતાના હિસાબે જીવને ફળદાતા બનવામાં પણ ભિન્નતા છે. અને તેથી જ તે કર્મરજકણોના સમૂહ પૈકીની વિવિધ રજકણોની જ્ઞાનાવરણીય આદિ ભિન્ન ભિન્ન સંજ્ઞા છે.

આ ભિન્ન ભિન્ન સંજ્ઞાધારક કર્મસ્વરૂપે પરિણામ પામેલ પૌદ્ગલિક રજકણોના સમૂહનો સંબંધ, જીવની સાથે થયો શાથી? તેનું સમાધાન એ છે કે મિથ્યાત્વ (અતત્ત્વ પ્રત્યે

કુભાવ ), અવિરતિ (પાપ ત્યાગની પ્રતિજ્ઞા નહિં હોવાથી ચાલુ રહેવાવાળી પાપની છૂટ ), કષાય (ક્રોધ–માન–માયા અને લોભ તથા કામ–હર્ષ–શોકાદિ આત્માના કલુષિત પરિણામ), અને યોગ (મન–વચન–કાયાની પ્રવૃત્તિ અર્થાત્ વિચાર–વાણી અને હલનચલન આદિ ક્રિયા ), એ ચાર કારણોને લઈને આત્મા સાથે કર્મ બંધાય છે.

કર્મબંધમાં ઉપરોક્ત ચાર કારણો પૈકીનાં પ્રથમનાં ત્રણ કારણો તે જીવે પોતે પૂર્વે બાંધેલ મોહનીય સંજ્ઞાધારક કર્મરજકણ સમૂહના વિપાકોદયથી વર્તતા આત્માના આંતરિક દુર્ગુણો છે. આ દુર્ગુણોને જ ભાવ કર્મ કહેવાય છે. અને તે હોવામાં મોહનીય સંજ્ઞાધારક રજકણ સમૂહ સ્વરૂપ, દ્રવ્ય કર્મ જ કારણરૂપ છે. એટલે આત્મામાં સંબંધિત બની રહેલ મોહનીય સંજ્ઞાધારક રજકણસમૂહના નિમિત્તને પામી જીવમાં મિથ્યાત્વ-અવિરતિ અને કષાય પ્રગટે. અને મિથ્યાત્વાદિની પ્રગટતાથી પુનઃ મોહનીય સંજ્ઞાધારક નવાં રજકણ સમૂહનો આત્મામાં સંબંધ થાય. આવી રીતે મોહનીયકર્મ અને મિથ્યાત્વાદિ આત્માના દુર્ભાવો, અરસ્પરસ કાર્ય–કારણ રૂપે વર્તે છે.

કષાયો તે રાગદ્વેષ છે. કયા કષાયો રાગસ્વરૂપે અને કયા કષાયો દ્વેષ સ્વરૂપે કહેવાય છે ? તે ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી જૈન શાસ્ત્રોમાં બહુ જ સ્પષ્ટપણે સમજાવેલ છે.

દરેક કર્મની ખરી જડ તો કષાય જ છે. મન–વચન અને કાયાના યોગો સમાનપણે વર્તતા હોવા છતાં પણ, કષાય–મુક્ત આત્માને બંધાતું કર્મ, નથી તો વિપાકજનક થતું, કે

નથી બે સમયથી અધિક સ્થિતિ પ્રાપ્ત કરતું. માટે જ કર્મબંધનમાં કષાયની જ પ્રધાનતા સૂચવવા માટે તત્ત્વાર્થ સૂત્રના અધ્યાય આઠમાના સૂત્ર બીજામાં કહ્યુ છે કે, કષાયના સંબંધથી જ જીવ કર્મને યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરે છે. અને વ્યવહારમાં પણ આપણે બોલીએ છીએ કે રાગ–દ્વેષથી જ કર્મ બંધાય છે. પરંતુ કર્મના આશ્રવને રોકવાના જિજ્ઞાસુઓને રાગ અને દ્વેષની વિવિધ રીતે વર્તતી અવસ્થાનો ખાસ ખ્યાલ હોવો જોઈએ.

કષાયના વિકારો અનેક પ્રકારે છે. સ્થૂલપણે વર્તતા ક્રોધાદિ કષાયોને તો બાલ જીવો સહેલાઈથી કષાયરૂપે સમજી શકે છે. પરંતુ કષાય સ્વરૂપે વર્તતા કેટલાક વિકારો એવા છે કે, સામાન્ય જનતા તેને ઓળખી કે સમજી શકતી જ નથી. આવા વિકારોમાં અભ્યતરપણે પણ કામ તો કષાય જ કરતા હોય છે. આ રીતે વિવિધ સ્વરૂપે કામ કરતા કષાયના આવિષ્કારો જૈનદર્શનમાં બહુ જ સરસ અને સુગમ રીતે બતાવ્યા છે. માટે જ મોહનીય કર્મને, જૈનદર્શનમાં અઠ્ઠાવીસ પ્રકારે વર્ણવી કષાયના વિષયને અતિસ્પષ્ટપણે બાળ જીવો પણ સમજી શકે અને તેનાથી બચવામાં સુલભતા રહે, એ રીતે બતાવ્યું છે. આ અઠ્ઠાવીસ પ્રકારો જે સારી રીતે જાણે તે જ સમજી શકે કે, આત્માની કઈ દશામાં કેવા પ્રકારના કષાયો કેવી રીતે કામ કરી રહ્યા છે. આમ કષાયોમાં પણ સ્વભાવની અપેક્ષાએ વિવિધતા હોવાથી વિવિધ કષાયોનો ઉદય જીવને વિવિધ દુર્ભાવ પેદા કરવાવાળો હોય છે, અને તેથી વિવિધ સ્વભાવધારક કષાયોને વિવિધ સંજ્ઞાથી ઓળખાવાય છે.

જીવને મિથ્યાત્વની માન્યતામાં મુકનાર અનંતાનુબંધી નામક કષાય છે. અને અવિરતિદશામાં રાખનાર તે અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની નામક કષાય છે.

આ મિથ્યાત્વ અને અવિરતિદશા ઉત્પાદક કષાયોમાં ક્રોધાદિ માત્રાઓ એવી અસ્પષ્ટપણે વર્તે છે કે સામાન્ય માનવી તેને સમજી શકતો નથી. છતાં તે બન્ને દશાઓ કષાયના જ ઉદયવાળી હોઈ તે બંને હેતુ, કષાયના સ્વરૂપથી જુદા પડતા નથી. માટે કર્મના બંધહેતુઓ કષાય અને યોગ એમ બે પણ ગણી શકાય છે.

આ રીતે બન્ધહેતુઓ મુખ્યપણે કષાય અને યોગ એમ બે છે. પરંતુ આધ્યાત્મિક વિકાસની ઉતરતી–ચડતી ભૂમિકારૂપ ગુણસ્થાનકોમાં બંધાતી કર્મપ્રકૃતિઓના તરતમભાવના કારણમાં મોહનીય કર્મના ઉદયથી વર્તતી કઈ દશા, કઈ કર્મ–પ્રકૃતિઓના બન્ધનમાં કારણભૂત છે ? તે સાદી સમજના લોકોને સહેલાઈથી સમજાવવા માટે જ્ઞાનિપુરૂષોએ મિથ્યાત્વ અને અવિરતિને કર્મબંધના હેતુમાં જુદા જુદા ગણાવ્યા છે.

યોગથી કાર્મિક વર્ગણાનાં રજકણો આકર્ષિત થઈ જીવમાં સંબધિત બને છે, પરંતુ તે રજકણસમૂહમા વિવિધ સ્વભાવનું નિર્માણ તો તે સમયે આત્મામાં વર્તતા વિવિધ સ્વભાવધારક વિવિધ કષાયોને અનુલક્ષીને જ થાય છે.

જીવ તે કાર્મણવર્ગણાના પુદ્ગલોને યોગરૂપ વીર્યવડે ગ્રહણ કરી, તેને કર્મરૂપે પરિણમાવે છે, એટલે જીવદ્વારા

આકૃષ્ટ દલિકસમૂહોની સંખ્યામાં ન્યૂનાધિકતાનું પ્રમાણ, દલિક-ગ્રહણ સમયે વર્ત્તતા જીવના યોગવ્યાપારના આધારે જ છે.

સર્વ જીવોમાં તથા એક જીવમાં પણ પ્રતિસમય યોગબળ સમાનપણે જ વર્તે એવો નિયમ નથી. જેથી પ્રતિસમય ગ્રહિત કાર્મણવર્ગણાના પુદ્ગલ પ્રદેશસમૂહની સંખ્યા પણ, સર્વ જીવોને સમાનપણે હોઈ શકતી નથી.

વળી પ્રતિસમય ગ્રહિત કાર્મણવર્ગણામાંથી કર્મરૂપે થતા પરિણમનમાં સર્વ રજકણુસમૂહના સ્વભાવ–સ્થિતિ અને રસ ( જુસ્સો ) નું નિર્માણ કંઈ એક સરખું થતું નથી. પરંતુ ગ્રહિત રજકણુસમૂહો ભાગલારૂપે વ્હેંચાઈ, પ્રત્યેક ભાગ-લાના પ્રદેશ ( રજકણુ–અણુ ) સમૂહમાં, તે નિર્માણ જુદી જુદી રીતનું થાય છે. એ રીતે થતું ભાગલારૂપે વિભાજન, તે રજકણોમાં વિવિધ રીતે નિર્મિત સ્વભાવધારક રજકણોને અનુલક્ષીને થાય છે. કેટલાંક દલિકો જ્ઞાનાવરણ કર્મરૂપે પરિણમે છે, કેટલાંક દર્શનાવરણપણે પરિણમે છે. એ પ્રમાણે વધુમાં વધુ આઠ ભાગલા પડી, જુદા જુદા આઠ સ્વભાવ ઉત્પન્ન થાય છે. પરંતુ સાત કર્મ બાંધનાર જીવને સાત ભાગ, છ કર્મ બાંધનાર જીવને છ ભાગ, અને એક કર્મ બાંધનાર જીવને એક જ ભાગ થાય છે. કર્મની મૂલ પ્રકૃતિ આઠ હોવાથી ગૃહિત દલિકોના વધુમાં વધુ ભાગલા પડે તો આઠ જ પડે છે. અને પછી મૂલ પ્રકૃતિના દલિકોમાંથી તેની ઉત્તરપ્રકૃતિરૂપે જુદા જુદા ભાગ પડે છે. આ દરેક ભાગમાં

પ્રદેશસમૂહની વહેંચણી પણ સરખી સંખ્યા પ્રમાણ નહિં થતાં, અમુક નિયત ધોરણે જ ન્યૂનાધિક રીતે થાય છે.

આમ એક જ સમયે ગ્રહિત કાર્મણવર્ગણામાંથી પરિણામ પામેલ કર્મના ભાગલા પડી જઈ, પ્રત્યેક ભાગમાંના પ્રદેશ સમૂહની અલગ અલગ રીતે સ્વભાવાદિ નિર્માણ થવાની હકીકત કેટલાકને આશ્ચર્યકારી લાગશે, પરંતુ તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. કારણ કે જીવ અને પુદ્ગલની અચિંત્ય શક્તિઓ પ્રત્યક્ષ દેખાય છે. એક જ કારણથી થતા અનેક કાર્યમાં અનેક વિચિત્રતા ઉત્પન્ન થવાની પ્રત્યક્ષતા, એક સ્વરૂપવાળા એવા એક બીજાથી વિચિત્ર પ્રકૃત્યાદિવાળા વિચિત્ર અવયવોવાળી વનસ્પતિઓમાં આપણે અનુભવીએ છીએ. તદુપરાંત ભોજનનો કોળીયો ઉદરમાં પ્રવેશ્યા બાદ તે જ કોળીયાનું રસ–રૂધિર–માંસ–મેદ–અસ્થિ–મજ્જા અને વીર્ય એ સાત ધાતુરૂપ વિવિધ રીતે થતું પરિણમન તે આપણા રોજેરોજના અનુભવની વાત છે.

શરીરમાં સાતે ધાતુઓની નિરંતર એક પ્રકારની રાસાયણિક ક્રિયા ચાલ્યા કરે છે. જે ખોરાક ખાવાપીવામાં આવે છે, તે હોજરી અને આંતરડામાં પરિપક્વ થઈ નાડીઓમાં ખેંચાઈ તેનાથી મળમૂત્ર જુદાં પડે છે. અને તેમાંથી સારૂપ જે રસનાં સ્થાન, હૃદયમાં જઈ હૃદયમાંના મૂળ રસમાં મળે છે, અને ત્યાંથી શરીરમાં પ્રસાર પામી સર્વ ધાતુઓનું પોષણ કરે છે. હૃદયમાં ગયા પછી આ રસના ત્રણ વિભાગ થાય છે. ૧ સ્થૂલ. ૨ સૂક્ષ્મ અને ૩ મળ. સ્થૂલરસ પોતાની

જગ્યાએ રહે છે, સૂક્ષ્મરસ ધાતુમાં જાય છે, અને મળ તે રસધાતુઓના મળમાં જઈ મળે છે. આહારમાંથી થતી આ રીતની રાસાયણિક ક્રિયા ઉપરથી સમજુ માણસ સહેજે સમજી શકશે કે એક જ સમયે ગ્રહિત કાર્મણવર્ગણાના, કર્મરૂપે થતા પરિણમનમાં પણ અમુક અમુક સંખ્યા પ્રમાણ પ્રદેશ-સમૂહવાળા જુદા જુદા પ્રકારના ભાગલા પડી જઈ, તે પ્રત્યેક ભાગલાવાળા કર્મપ્રદેશ (કર્મરજકણ) સમૂહમાં સ્વભાવ-અને રસ (પાવર)નું નિર્માણ વિવિધ રીતે પરિણમે એમાં કંઈ આશ્ચર્ય નથી.

યોગરૂપ વીર્યવડે જીવદ્વારા આકૃષ્ટ કાર્મણવર્ગણાના દલિકસમૂહમાં પૂર્વબદ્ધ મોહનીય કર્મના વિવિધ પ્રકારના વિપાકોદય સ્વરૂપ નિમિત્તથી વિવિધ સ્વભાવનું સર્જન થાય છે. એ હકીકત ઉપર વિચારી ગયા. તેમાંના આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય ગુણને ઘાત કરવાના સ્વભાવધારક કર્મ-દલિકોને ઘાતી કર્મ કહેવાય છે. આત્માના સ્વરૂપમાં બાધા નાંખી આત્મસ્વરૂપને પરિપૂર્ણતા–શુદ્ધસ્વરૂપે પ્રગટ બની નહિં રહેવા દેવાવાળાં આ ચાર ઘાતીકર્મ જ છે.

આત્મામાં વિદ્યમાન ઘાતીકર્મની સત્તા, આત્માને વૈભાવિક દશામા મૂકી દે છે. જેથી આત્માની જ્ઞાન અને શક્તિ પરિ-મિત બની જાય છે. એ એને દુઃખદાયક થાય છે. અને નીચે મુજબ બાહ્યસામગ્રીની અનુકૂળતા અને પ્રતિકૂળતાને આધિન બનાવે છે.

અસ્થિર શરીરો જીવ ઉપર વીંટાય છે. જીવન અને

મોહ પ્રાપ્ત થાય છે. અને એવું પ્રારબ્ધ બંધાય છે કે પછી અમુક સમય સુધી એ જીવે મનુષ્ય-દેવ-તિર્યંચ કે નરક, એ ચારમાંની કોઈપણ ગતિમાં અવતરવું પડે છે. ત્યાં પણ સદાકાળ ટકી રહેવાનું નહિ હોતાં તેની મુદત મુકરર હોય છે. મુદત પૂરી થયે ત્યાંથી છૂટી અન્ય સ્થાને અવતરવું પડે છે. એમ જન્મ-મરણના ચકાવામાં તેને ઘુમવું પડે છે. ત્યાં ક્યારેક અધ્યાત્મપોષક અને ક્યારેક અધ્યાત્મશોષક કૂળના સંયોગો પ્રાપ્ત કરે છે. આ બધી બાહ્ય સામગ્રીના સંયોગસર્જક કર્મોને અઘાતી કર્મ કહેવાય છે, અને તે વેદનીય-આયુ-નામ અને ગોત્ર એમ ચાર પ્રકારનાં છે.

વેદનીયકર્મ સંસારી જીવને સુખ-દુઃખનો અનુભવ કરાવે છે. આયુકર્મ મનુષ્યાદિ શરીરોમાં ચોક્કસ કાળ સુધી જીવને ટકાવી રાખે છે. નામકર્મ જીવને ગતિ-જાતિ-શરીર-શરીરનાં અવયવો-શરીરનાં રૂપ, સ્વર-યશ-અપયશ-ઈત્યાદિ પ્રાપ્ત કરાવે છે. અને ગોત્રકર્મ ઉંચ-નીચ કૂળ પ્રાપ્ત કરાવે છે. આ પ્રમાણે આ ચારે અઘાતી કર્મો મુખ્યત્વે કરીને તો જીવને બાહ્યસામગ્રીના સંયોગમાં સંબંધ ધરાવે છે.

અઘાતી કર્મની પ્રકૃતિઓ (દલિક સમૂહો) જ્ઞાનાદિ મુખ્ય ગુણોનો ઘાત નહિ કરતી હોવા છતાં પણ, ચોરની સાથે મળેલ શાહુકાર જેમ ચોર કહેવાય છે, તેમ ઘાતીકર્મની સત્તા પણ વિદ્યમાન હોતે છતે અઘાતી પ્રકૃતિઓ જ્ઞાનાદિ ગુણોનો ઘાત કરતી દેખાય છે. ઘાતી કર્મની સત્તા નષ્ટ થયે છતે અઘાતી કર્મોનો ઉદય તેની પરંપરા નિપજાવી

શકતો નથી. અને અલ્પસમયમાં જ વિલીન થઈ જાય છે. કેમકે અઘાતી કર્મની પરંપરા ઉત્પન્ન કરવામાં નિમિત્તભૂત તો ઘાતીકર્મ જ છે. એટલે ઘાતીકર્મરહિત અઘાતી કર્મો તે પરાજય પામેલ રાજાવિહોણા નાસતા ભાગતા સૈન્ય જેવાં છે. ઘાતીકર્મનો ક્ષય થયા બાદ અઘાતી કર્મો અલ્પ ટાઈમમાં જ ક્ષય થવાના પરિણામે આત્માને અવ્યાબાધ–અક્ષયસ્થિતિ અરૂપીપણું અને અગુરૂલઘુ એ ચાર અવસ્થા પ્રાપ્ત થાય છે. આત્માનું શાશ્વત સ્થાન તો આ ચાર સંયોગવાળું છે. પરંતુ ઘાતીકર્મના સંયોગવાળાં ચાર અઘાતી કર્મો વડે આત્મા તેથી વિપરીત સંયોગોમાં ભટકી શાંતિ પ્રાપ્ત કરી શકતો નથી. શાશ્વત શાંતિની પ્રાપ્તિ તો અવ્યાબાધ–અક્ષયસ્થિતિ–અરૂપીપણું અને અગુરૂલઘુપણામાં જ છે. એ સ્થિતિની પ્રાપ્તિ અઘાતી કર્મોનો સંબંધ આત્મામાંથી સર્વથા છૂટી જવાથી જ થાય છે. પરંતુ તે સંબંધનો છૂટકારો તો ઘાતીકર્મના છૂટકારાથી જ થાય, અને ઘાતીકર્મનો છૂટકારો પ્રથમ મોહનીયકર્મના છૂટકારાથી જ થાય છે.

મોહનીયકર્મની વિવિધ અવસ્થાના સંબંધથી અનુક્રમે ક્રમે સર્વથા છૂટવા માટે આત્માના થતા પ્રયત્નથી પ્રાપ્ત દશાને જૈનદર્શનમાં ગુણસ્થાનક તરીકે ઓળખાવી છે. કઈ દશાસૂચક ગુણસ્થાનકમાં કર્મનો બંધ–ઉદય–ઉદીરણા અને સત્તાસ્વરૂપ સબંધ આત્માને કેવો કેવો બની રહે છે? અને અન્તે ગુણસ્થાનકમાં આગળ વધતાં મોહનીય કર્મનો સર્વ પ્રકારનો સંબંધ, આત્મામાંથી સર્વદાના માટે કેવી રીતે વિલીન

બને છે? ત્યારબાદ અલ્પ સમયમાં જ શેષ ત્રણ ઘાતીકર્મ, આત્મામાંથી સર્વથા નષ્ટ કેવી રીતે બને છે? અને અન્તે અઘાતી કર્મો સ્વયં કેવી રીતે છૂટી જવાથી આત્મા, અજર-અમર સ્થાનને કેવી રીતે પ્રાપ્ત કરે છે? આ બધી હકીકત, સ્પષ્ટ અને હૃદયગમ્ય રીતે જૈનદર્શનમાં જેવી જાણવા મળે છે, તેવી અન્ય ક્યાંય પણ જાણવા મળી શકતી નથી.

જૈનશાસ્ત્રમાં સ્વભાવની વિવિધતાને અનુલક્ષીને કર્મના મૂળ આઠ ભેદ અને ઉત્તર ૧૫૮ ભેદદ્વારા કરેલ કર્મની વિવિધતાનું વર્ગીકરણ એટલું બધું સુંદર છે કે, તેના દ્વારા સંસારી આત્માની અનુભવસિદ્ધ ભિન્ન ભિન્ન અવસ્થાઓનો ખુલાસો જૈનદર્શનમાં બતાવેલ કર્મતત્ત્વના જ વિજ્ઞાન દ્વારા થઈ શકે છે.

કેવા પ્રકારનું કર્મ વધુમાં વધુ અને ઓછામાં ઓછો કેટલો ટાઈમ આત્માની સાથે ટકી શકે? કર્મનો બંધ થયા પછી તે વિવક્ષિતકર્મ કેટલા ટાઈમ સુધી તેનો વિપાક દેવામાં અસમર્થ રહી શકે? વિપાકના નિયત સમયમાં પણ પલટો થઈ શકે કે કેમ? કંઈ જાતના આત્મપરિણામથી આવો પલટો થઈ શકે? બંધસમયે વિવક્ષિત કર્મમાં જે સ્વભાવનું નિર્માણ થયું હોય તે સ્વભાવનો પણ પલટો વિપાક સમયે થઈ શકે કે કેમ? સ્વભાવપલટો થઈ શકતો હોય તો કેવી રીતે થઈ શકે? કર્મનો વિપાક રોકી શકાય કે કેમ? રોકી શકાતો હોય તો કેવા આત્મપરિણામથી રોકી શકાય? દરેક પ્રકારના કર્મનો વિપાક રોકી શકાય કે અમુકનો જ વિપાક રોકી શકાય? જીવ પોતાની વીર્ય-શક્તિના આવિ-

ભાવ દ્વારા સૂક્ષ્મ અણુસમૂહરૂપ કર્મને આત્મપ્રદેશ પરથી ઉઠાવીને કેવી રીતે ફેંકી દઈ શકે? આત્મા પોતાનામાં વર્તમાન પરમાત્વભાવને દેખવા માટે જ્યારે ઉત્સુક બને છે, તે સમયે આત્મા અને કર્મ વચ્ચે કેવું યુદ્ધ જામે છે? છેવટ અનંતશક્તિવંત આત્મા કેવા પ્રકારના પરિણામોથી બળવાન કર્મોને કમજોર બનાવી પોતાના પ્રગતિમાર્ગને નિષ્કંટક બનાવે છે? ક્યારેક ક્યારેક પ્રગતિશીલ આત્માને પણ કર્મ કેવી રીતે નીચે પટકી દે છે! કયાં કર્મનો બંધ અને ઉદય કંઈ અવસ્થામાં અવશ્યભાવી, અને કઈ અવસ્થામાં અનિયત છે? આત્માના અનંતજ્ઞાનાદિ ચતુષ્ક ગુણોનાં આચ્છાદક કર્મને કયા ક્રમે હટાવી શકાય? જ્ઞાનાદિ ચતુષ્ક ગુણોના વિકાસસ્વરૂપ આત્માની વિવિધ દશાને કયા ક્રમે બતાવી શકાય? જીવપર કર્મફળ સ્વયં ભોગવાય છે કે ઈશ્વરાદિ અન્ય કોઈની પ્રેરણાથી ભોગવાય છે? સર્વથા કર્મ સંબંધથી સદાના માટે રહિત સર્વ આત્માઓ કરતાં અન્ય કંઈપણ વિશેષતાવાળી અન્ય કોઇ વ્યક્તિ હોઈ શકે ખરી? હોઈ શકતી હોય તો તેની વિશેષતાનું કારણ શું? ન હોઈ શકતી હોય તો નહિ હોવાનું કારણ શું? એક જીવે બાંધેલું કર્મ અન્ય જીવ દ્વારા નષ્ટ થઈ શકે ખરૂં? ઈત્યાદિ સંખ્યાતીત પ્રશ્નોનું સુખદ સમાધાન તથા, શરીર–વિચાર અને વાણીના નિર્માણમાં કેવા પ્રકારની આકર્ષણ શક્તિથી તે તેને યોગ્ય અણુસમૂહો ખેંચાય છે? આકર્ષિત તે અણુસમૂહોમાંથી યથાયોગ્ય થતી રચનામાં જીવ અયત્ન અને પ્રયત્નશીલ બની રહેલ તે જીવનાં કર્મો કેવી રીતે ભાગ ભજવે

છે? પ્રાણીમાત્રની વિવિધ શરીરરચના, વિવિધ ચૈતન્યશક્તિ, પ્રાણીઓમાં વર્તતી રાગ-દ્વેષની અનેકવિધ વિચિત્રતા, ઇન્દ્રિયોની ન્યૂનાધિકતા, સમાન ઇન્દ્રિયો આદિ સંયોગો હોવા છતાં બુદ્ધિમાં વિવિધતા, સાંસારિક સુખ-દુઃખના સંયોગોની અનુકૂળતા તથા પ્રતિકૂળતા, આત્મબળની હાનિ વૃદ્ધિ, વગેરે અનેક વિચિત્રતા, કર્મસમૂહને હટાવવા જૈનધર્મના આરાધકોમાં કરાતી બાહ્ય ક્રિયાઓની મહત્તા, આવી અનેક બાબતેનો ખુલાસો માત્ર જૈનદર્શનકથિત કર્મવિજ્ઞાન દ્વારા જ મળી શકે છે. આ સર્વ ખુલાસા, જૈનદર્શને-આવિષ્કારિત કર્મવિજ્ઞાનથી જ મળી શકવાનું મુખ્ય કારણ એ છે કે "કર્મ રજકણો" એ એક પૌદ્ગલિક (એક પ્રકારના જડ પદાર્થ)ની જ અવસ્થા છે, એવી સમજ માત્ર જૈનદર્શન જ પ્રાપ્ત કરાવી શક્યું છે! કર્મને જે એક વસ્તુ કે પદાર્થ જાણે તે જ કર્મસ્વરૂપ બરાબર સમજી શકે.

જૈનદર્શન કહે છે કે "કર્મ" એ પુદ્ગલ દ્રવ્ય (પદાર્થ)ના પરિણમનની જ એક અવસ્થા છે. વસ્તુની અવસ્થામાં પલ્ટો થવો તે તેનું પરિણમન કહેવાય છે. પરિણમન થવામાં કંઈ કોઈ મૌલિક તત્ત્વની નવી ઉત્પત્તિ નથી. મૌલિક વસ્તુ તો તેમાં કાયમી છે, પરંતુ અવસ્થાનો તેમાં પલટો છે. જેમ પ્રાણીયોના શરીરમાં રહેલી સાત ધાતુઓ (રસ-રૂધિર-માંસ-મેદ-અસ્થિ-મજ્જા અને વીર્ય) તે પ્રાણીએ ગ્રહણ કરેલ ખોરાકનું પરિણમન છે, તેમ કર્મ એ પુદ્ગલનું એક પરિણમન છે. પરિણમન પામેલા પુદ્ગલના વર્ણ-ગંધ-

રસ અને સ્પર્શમાં પલટો થઈ જવાથી તેના સ્વભાવમાં પણ પલટો થાય છે. પુદ્‌ગલનું વિવિધ રીતે થતું પરિણમન સદાના માટે એક સરખું ટકી રહેતું નથી. અમુક ટાઈમ સુધી અમુક પરિણમનરૂપે રહી ત્યારબાદ અન્ય પરિણમનરૂપે પરિણમે છે. અનાજમાંથી પરિણમેલ સપ્તધાતુમાં જે સ્વભાવ પ્રગટ થાય છે, તે સ્વભાવનું પ્રાગટ્ય અનાજમાં હોતું નથી. તેવી રીતે કાર્મણ વર્ગણાના પુદ્‌ગલોમાંથી પરિણમેલ કર્મમાં જે સ્વભાવ પ્રગટ થાય છે, તે સ્વભાવનું પ્રાગટ્ય કાર્મણવર્ગણાના પુદ્‌ગલોમાં કર્મરૂપે પરિણમેલ અવસ્થા પહેલાં હોતું નથી.

પુદ્‌ગલોમાં અનેકરૂપે પરિણમન થવાનો સ્વભાવ હોવા છતાં પણ અમુક સંયોગોની પ્રાપ્તિએ જ તે સંયોગને અનુરૂપ પૃથક્ પૃથક્ રીતે પરિણમન થઈ શકે છે. અને તેથી જ કર્મરૂપે થતું પુદ્‌ગલ પરિણમન તે કાર્મણવર્ગણાના પુદ્‌ગલોમાંથી થતું હોવા છતાં તે પુદ્‌ગલો આત્માની સાથે ક્ષીરનીરવત્ સંબંધિત બની રહ્યા વિના થઈ શકતું નથી.

જગતમાં જે કંઈ દૃષ્ટિગોચર ફેરફારો યા પુદ્‌ગલ પરમાણુઓની અચિંત્ય શક્તિઓનો પ્રાદુર્ભાવ જોવામાં આવે છે, તે પુદ્‌ગલના દશ પ્રકારે થતા પરિણામથી જ છે:

(૧) પૌદ્‌ગલિક અણુસમૂહોનું પરસ્પર સંબંધ થવાસ્વરૂપ બે પ્રકારનો બંધ પરિણામ. (૨) સ્થાનાન્તર થવાસ્વરૂપ બે પ્રકારનો ગતિ પરિણામ. (૩) આકાર થવા સ્વરૂપ પાંચ પ્રકારનો સંસ્થાન પરિણામ. (૪) સ્કંધમાંથી છૂટા પડવા સ્વરૂપ

પાંચ પ્રકારે ભેદ પરિણામ. (૫) વર્ણમાં પલટો થવા સ્વરૂપ પાંચ પ્રકારનો વર્ણપરિણામ. (૬) ગંધમાં પલટો થવા સ્વરૂપ બે પ્રકારનો ગંધપરિણામ. (૭) રસમાં પલટો થવાસ્વરૂપ પાંચ પ્રકારનો રસપરિણામ. (૮) સ્પર્શમાં પલટો થવા સ્વરૂપ આઠ પ્રકારનો સ્પર્શપરિણામ. (૯) ગુરૂત્વ આદિ ઉપજવા સ્વરૂપ ચાર પ્રકારનો અગુરૂલઘુપરિણામ. (૧૦) ધ્વનિ પ્રગટ થવા સ્વરૂપ બે પ્રકારનો શબ્દપરિણામ.

આ દશ પ્રકારના પરિણામથી પુદ્ગલનાં અનેક રૂપાન્તરો થયા કરે છે. તે વિવિધ રૂપાન્તરોમાં વિવિધ શક્તિઓ પ્રગટ થાય છે. પરંતુ પુદ્ગલના અન્ય રીતે થતાં રૂપાન્તરો કરતાં, કર્મરૂપે થતા રૂપાન્તરનું વર્ણન જૈનદર્શનમાં અગ્રસ્થાને છે. તેનું કારણ એ છે કે આત્માની અનંત શકિતઓને આવરનાર તો કર્મસ્વરૂપે જ વર્તતું પુદ્ગલનું રૂપાન્તર છે. વિશ્વના આધ્યાત્મિક ક્ષેત્રમાં, વૈજ્ઞાનિક ક્ષેત્રમાં કે અન્ય કોઈ વ્યાવહારિક ક્ષેત્રમાં આગળ વધનાર આત્માઓ, સ્વાત્મા સાથે સંબંધિત કર્મપુદ્ગલરૂપ આવરણનો ક્ષયોપશમ પામવા દ્વારા જ આગળ વધે છે. ભૌતિક વિજ્ઞાનનો આવિષ્કાર, તેનો ઉપયોગ, તે દ્વારા પ્રાપ્ત થતી ઇચ્છિત અનુકૂળતા, આ બધામાં કર્મરૂપે રૂપાન્તર પામેલ પુદ્ગલનો હિસ્સો મુખ્યરૂપે છે.

જૈનદર્શન કહે છે કે પ્રાણીઓને વિવિધ પ્રકારે ભોગવવા પડતા કષ્ટોનો મૂળ આધાર જીવ અને પુદ્ગલ તત્ત્વનો

પારસ્પરિક સંબંધ છે. જ્યાં સુધી એ બન્ને તત્ત્વો એક બીજાથી સર્વથા ભિન્ન ન થાય, ત્યાં સુધી જીવને અનંત આધ્યાત્મિક સુખની પ્રાપ્તિ અસંભવ છે. અનાદિકાળથી પરસ્પર સંબંધિત એ બન્ને તત્ત્વને અલગ પાડવાનું દિગ્દર્શન જ જૈનદર્શનનું મુખ્ય પ્રયોજન છે. એ પ્રયોજનની સફલતા કર્મસ્વરૂપ પુદ્ગલ-અણુના તાત્ત્વિક વિષયની સમજમાં જ છે. વિશ્વના કોઈપણ પ્રકારના અણુવિજ્ઞાન કરતાં કર્મસ્વરૂપ અણુવિજ્ઞાન એ જ ઉચ્ચકોટિનું અણુવિજ્ઞાન હોઈ, આવા અણુવિજ્ઞાનના આવિષ્કારક જૈનદર્શનના અણુવાદની જ ખાસ મહત્તા છે. જૈનદર્શને જ કર્મસિદ્ધાંતના અદ્વિતીય વિજ્ઞાનની જગતને ભેટ કરી છે. ઘણા લોકોને કર્મપ્રકૃતિઓની ગણત્રી, સંખ્યાની બહુલતા આદિથી તે વિષય પર રૂચી હોતી નથી, પરન્તુ તેમાં કર્મશાસ્ત્રનો શું દોષ? ગણિત, પદાર્થવિજ્ઞાન આદિ ગૂઢ અને રસપૂર્ણ વિષયોપર સ્થૂલદર્શી લોકોની દૃષ્ટિ કામ ન કરે અને તેથી તેવાઓને તે નિરસ લાગે તેમાં વિષયોનો શું દોષ? દોષ છે નહિ સમજવાવાળાની બુદ્ધિનો. કોઈપણ વિષયના અભ્યાસીને તે વિષયમાં રસ ત્યારેજ આવે છે કે જ્યારે તે તેની ઉંડી વિચારણા કરી શકે.

જેને સામાન્ય ચક્ષુ દેખી ન શકે તેવા વિષયને પણ જાણી શકવાવાળી, તથા જેને સાધારણ ઇન્દ્રિયો પામી ન શકે એવી વસ્તુનો અનુભવ કરવાવાળી, પ્રચ્છન્ન ભાવે રહેલી આત્મશક્તિને પ્રગટ કરવાનો હેતુ, એ જ જૈનદર્શન કથિત અણુનો આવિષ્કાર છે.

કેટલાક લોક એવી માન્યતા ધરાવે છે કે જૈનદર્શન તો માત્ર કર્મવાદી જ છે. પરંતુ "માત્ર કર્મવાદી જ છે" એમ માની લેવું તે ભૂલ ભરેલું છે. કેમકે કાર્યની ઉત્પત્તિમાં જૈનદર્શન માત્ર કર્મને જ માનનાર નહિં હોતાં કાળ, સ્વભાવ, નિયતિ, પ્રારબ્ધ અને પુરૂષાર્થ એ પાંચે સમવાય કારણોને માનનાર અનેકાન્તવાદી દર્શન છે. આમ છતાં કેટલાકને માત્ર કર્મવાદીની જ ભ્રાન્ત માન્યતા ઉદ્ભવવાનું મુખ્ય કારણ એ છે કે ઉપરોક્ત પાંચ કારણો પૈકી કર્મનુ સ્વરૂપ, શેષ ચાર કારણો કરતાં અતિ વિશાળરૂપે જૈનશાસ્ત્રમાં વર્ણવાયેલું જોવામાં આવે છે.

વર્તમાન જૈન આગમોમાં તો કર્મવાદનું સ્વરૂપ અમુક પ્રમાણમાં જ વર્ણવેલ છે. કર્મવિચારનું મૂળ તો જૈનદર્શનમાં લુપ્ત થયેલ મનાતા દ્રષ્ટિવાદ નામના બારમા અંગના ચૌદ પૂર્વવાળા ચોથા ભેદમાં છે. તેમાં કર્મપ્રવાદ નામનું એક આખું પૂર્વ છે. આ પૂર્વ પણ લુપ્ત થયેલ છે. પરંતુ તેમાંના કેટલાક વિચારો પરંપરાએ ઉતરી આવેલ છે, અને સંઘરાઇ રહ્યા છે. ઉપરોક્ત શાસ્ત્રના આધારે પૂર્વાચાર્યોએ નિર્માણ કરેલ કર્મવાદના સાહિત્ય દ્વારા આજે પણ કર્મવાદનું સ્વરૂપ સંપૂર્ણપણે તો નહિ પણ અમુક અંશે તો જાણી-સમજી શકાય છે. વર્તમાનકાળે આ રીતે અમુક અંશે વિદ્યમાન આ કર્મવાદનો વિષય પણ અન્ય દર્શનોમાં કહેલ કર્મવાદ કરતાં અત્યંત વિશાળ, બુદ્ધિગમ્ય અને હૃદયસ્પર્શી છે.

કર્મસત્તા ઉપર વિજય મેળવીને જીવે પરમાત્મપદ પ્રાપ્ત

કરવા માટે ધર્મતત્વની અદ્‌ભૂત શક્તિઓનો ઉપયોગ કેવી રીતે કરવો જોઇએ ? તેનું સચોટ પ્રતિપાદન જૈનદર્શન દ્વારા સરલ અને સુંદર રીતે સમજી શકાય છે. એટલું જ નહિ પરંતુ દ્રશ્ય જગતની રચના કોણ કરે છે ? કેવી રીતે કરે છે ? શા માટે કરે છે ? તે સંબંધી વાસ્તવિક હકીકત પણ આ જૈનદર્શન કથિત કર્મવાદ ઉપરથી જ સમજી શકાય છે.



## પ્રકરણ ૭ મું

## સૃષ્ટિ સર્જન

આ દ્રશ્ય જગતનું અસ્તિત્વ કોઈ અમુક નિયત ટાઇમથી જ બની રહ્યું છે, એવું નથી. તે તો સદાના માટે છે જ. અને સદાના માટે રહેશે જ. હા ! એટલું જરૂર કે એમાં પરિવર્તન થતાં રહે છે અને થતાં રહેશે. તેમાં કેટલાંક પરિવર્તન તે જીવના પ્રયત્નની અપેક્ષાવાળાં છે. વળી એવાં પણ કેટલાંક પરિવર્તન હોય છે કે જેમાં કોઈના પણ પ્રયત્નની અપેક્ષા રહેતી જ નથી. તે જડતત્ત્વોના વિવિધ સંયોગોથી, ઉષ્ણુતા-વેગ-ક્રિયા આદિ શક્તિઓથી બનતાં જ રહે છે. માટી-પથ્થર આદિ ચીજોના એકત્ર થવા રૂપ નાના-મોટા પહાડ બને છે. જુદી જુદી દિશાઓમાંથી આવી મળેલ પાણીના પ્રવાહમિલનથી નદીઓ બને છે. ઘણી નદીઓના પાણીસમૂહથી સમુદ્ર બને છે.

સૂક્ષ્મબુદ્ધિથી સમજનાર સમજી શકે છે કે-આ જગતના સ્થૂલ અને સૂક્ષ્મ પદાર્થો, પરમાણુના ભિન્નભિન્ન પ્રકારના સંયોગોથી રચાય છે. પૂરણ અને ગલન, એ પુદ્ગલ-પરમાણુનો સ્વભાવ હોવાથી પરમાણુયુક્ત પદાર્થોમાં અનેક પ્રકારનાં રૂપાન્તરો થવાની યોગ્યતા આપણે જોઇએ છીએ પૃથ્વી ઉપરનું દોષવાળું જળ, સૂર્યના કિરણોથી શોષાઈ

ઉંચે ચઢી વધારે શુદ્ધ અને ઉંચા પ્રકારનું થઈ પાછું પૃથ્વી પર આવે છે. જળ તે પૃથ્વી વડે શોષાઈ વિવિધ વનસ્પતિઓમાં વિવિધ સ્વરૂપે ઉંચી ઉંચી દિશાઓને પામે છે. વનસ્પતિ, પ્રાણીઓ વડે આહારરૂપે ઉપયોગી બની, રૂધિર, મજ્જા, અસ્થિ આદિ રૂપે પરિણમે છે. માટી, પથરારૂપે અને પથરા, વિવિધ ખનિજરૂપે અથવા હીરા—માણિક્ય—રત્નના ઉત્કૃષ્ટરૂપમાં રૂપાન્તરને પામે છે. આ રૂપાન્તર થવામાં કોઈની પ્રેરણાની અપેક્ષા નહિ રહેતાં માત્ર તે તે પદાર્થોનો સ્વભાવ જ તથાપ્રકારનો હોવાનું માનવું તે જ વ્યાજબી છે. જેમ બીજમાં અનાજ થવાની યોગ્યતા છે, પરંતુ તે બીજને અનુકૂળ ખાતર—વરસાદ અને ખેડૂતનો જોગ મળ્યેથી જ બીજમાંથી અનાજ તૈયાર થાય છે. તેવી રીતે અમુક અમુક નિમિત્ત કારણોનો યોગ મળ્યેથી દરેક પદાર્થોમાં રહેલા તે તે પ્રકારના સ્વભાવો પ્રગટ થાય છે. આ પ્રમાણે પુદ્ગલ (જડ) પદાર્થના વિવિધપરિવર્તનોથી વિવિધ પદાર્થોનું અસ્તિત્વ સદાના માટે વિશ્વમાં વર્તી જ રહે છે.

એક વસ્તુનું રૂપાન્તર આપણે સમજી શકીએ છીએ. પરંતુ રૂપાન્તર થતા તે પદાર્થોની મૂળ ઉત્પત્તિ ક્યાંથી થઈ? તે બાબતનો વિચાર કરતાં સમજાશે કે કોઈ પદાર્થની મૂળ ઉત્પત્તિ તો છે જ નહિં. એટલે નાશ પણ નથી. માત્ર રૂપાન્તર થવાના હિસાબે પર્યાયો—અવસ્થાઓની આદિ અને અંત કહી શકાય. પરંતુ મૂળ દ્રવ્યને આદિ કે અંત તો નથી જ. જે પુદ્ગલ દ્રવ્યનાં રૂપાન્તરો આપણે જોઈએ છીએ

તે સર્વે, પૃથ્વી-પાણી-વનસ્પતિ વગેરે એકેન્દ્રિય જીવોનાં તે તે જીવે ધારણ કરેલાં કે છોડી દીધેલાં શરીરો જ છે. વળી શરીર એ પણ કંઈ કોઈ દ્રવ્યની નવિન ઉત્પત્તિ નથી. પરંતુ પ્રયોગ પરિણામ (જીવ પ્રયત્ને અવસ્થાંતર થયેલ)થી પરિણમન પામેલ દ્રવ્યનું રૂપાન્તર છે. શરીર ધારણ કરનાર જીવ તે શરીરને છોડી અન્ય સ્થાને ચાલ્યો જાય છે, ત્યારે શરીરનાં પણ વિવિધરૂપે રૂપાન્તરો, મિશ્ર પરિણામથી થાય છે.

આ શરીર, કઈ અવસ્થાસૂચક પુદ્ગલ તત્ત્વમાંથી બને છે? કોણ બનાવે છે? આ શરીરના સૂક્ષ્મ-સ્થૂલ આદિ પ્રકાર, તેની રચનાપદ્ધતિ, તેનો વૃદ્ધિક્રમ, ઈત્યાદિ શરીર-રચના અંગેનો અનેકવિધ વિચાર, વૈજ્ઞાનિક ઢબે જૈનદર્શનમાં હ્રદયગમ્ય રીતે સમજાવ્યો છે. અને તેમાં અનભિસંધિ જ સ્વરૂપે વર્તતો જીવ પ્રયત્ન, શરીર રચનામાં ઉપયોગી બનતું મૌલિક પૌદ્ગલિકતત્વ અને કર્મસ્વરૂપ પૌદ્ગલિક અણુસમૂહ, આ ત્રિવેણી સંગમથી જ શરીરની રચના થાય છે. અને તેમાંથી વિવિધ સ્વરૂપે દ્રશ્ય જગતનું અસ્તિત્વ વર્તે છે.

પૂર્વે કહેલ આઠ ગ્રહણયોગ્ય પુદ્ગલવર્ગણાઓ પૈકીની પાંચ શરીર યોગ્ય પુદ્ગલવર્ગણાઓ તે તે શરીરરચનાનું મૂળ ઉપાદાન તત્ત્વ છે. અર્થાત્ તે તે વર્ગણાઓમાંથી જ તે તે શરીરની રચના થાય છે. આ શરીર રચના તે તે શરીરને ધારક તે તે જીવના જ પ્રયત્નપૂર્વક થતી હોવા છતાં પણ તેનો તમામ ઉદ્યમ કર્માધિન હોવાથી જેવા પ્રકારના કર્મનો ઉદય હોય તેવું જ શરીર બની શકે છે. એટલે કર્મસમૂહની આધિનતાના

આધારે જ તથાવિધ પ્રયત્નપૂર્વક ગૃહિત પુદ્ગલવર્ગણાનું પરિણમન, જીવ પોતાના પ્રયત્નપૂર્વક કરે છે. કર્મો વિના શરીરાદિને યોગ્ય પુદ્ગલવર્ગણાનું ગ્રહણ અને તેનો પ્રયોગ-પરિણામ પ્રાપ્ત કરવાનો જીવને અધિકાર રહેતો જ નથી. એટલે કે પુદ્ગલોમાં રહેલી સ્વાભાવિક શક્તિઓના પ્રયોગ પરિણામો કર્મની મદદથી જ જીવ પ્રાપ્ત કરી શકે છે.

અહીં કોઈને શંકા થાય "કે કર્મ તો સ્વયં જડ હોવાથી જીવને તે પોતાની આધિનતામાં કેવી રીતે રાખી શકે? વળી જીવ પ્રયત્નથી જ શરીર રચના થઈ શકતી હોય તો દરેક જીવ પોતાના શરીરની રચના મનગમતી જ કરે, વિપરીત શા માટે કરે? અને તેમાં જડ કર્મોનું શું ચાલે? પરંતુ એમ પણ બનતું નથી. માટે પ્રાણીઓની શરીર રચના કરનારો જીવ સ્વયં નહિ હોતાં ઇશ્વર નામે કોઇ મહાસત્તા-ધીશ વ્યક્તિને વિશ્વરચના કરનારો માનવો જોઈએ."

આનું સમાધાન એ છે કે ઇશ્વરને સૃષ્ટિકર્તા માનવાની કોઈ જરૂરિયાત રહેતી જ નથી. કારણ કે જીવના સંબંધથી કર્મમાં એવી શક્તિ પેદા થાય છે કે જેથી તે કર્મના સારા યા બૂરા વિપાકો નિયત સમયે જીવ પર પ્રગટ થતા જ રહે છે. તડકામાં ઉભા રહેનાર યા ગરમ ચીજ ખાનાર મનુષ્યને અન્ય કોઈ સત્તાધીશની પ્રેરણા વિના આપોઆપ પાણી પીવાની ઇચ્છા જાગે છે, અને પાણી પીવાની પ્રવૃત્તિ કરે છે. તેવી રીતે કર્મ બાંધવાના સમયે પરિણામાનુસાર જીવમાં એવા સંસ્કાર પડી જાય છે કે તે સંસ્કારાનુસાર જીવની બુદ્ધિ તેવી

જ બની જાય છે. અને તે એવાં કામ કરી બેસે છે કે જેથી સ્વયં પોતાના કર્માનુસાર ફળ પ્રાપ્ત કરી જ લે છે. આ રીતે શરીર રચનામાં પ્રવૃત્ત બની રહેલ જીવ પ્રયત્નમાં પણ, જીવની બુદ્ધિ પોતાના પૂર્વકૃત કર્માનુસારે જ બની રહેતી હોવાથી પોતપોતાના શરીરની સારી યા નરસી રચના, કર્મ અણુસમૂહની આધિનતાથી જ જીવ કરી શકે છે, એમ માનવામાં કંઈ હરકત રહેતી નથી.

પહેલાં વિચારાઈ ગયું છે કે પ્રતિસમય જીવવડે ગૃહિત કાર્મણવર્ગણાના તમામ અણુસમૂહમાં સ્વભાવનું નિર્માણ એક સરખું નહિ થતાં વિવિધ પ્રકારનું થાય છે. અને તે વિવિધ પ્રકારના સ્વભાવધારક અણુસમૂહો વિવિધ સંજ્ઞાથી વ્યાવહારાય છે.

અહિં શરીરને યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ અને તે પુદ્ગલોનું પરિણમન વિવિધ રીતે જીવ કેવી રીતે અને કયા કર્મને આધીન રહીને કરે છે, તે આપણે વિચારવાનું છે. વિવિધ સંજ્ઞાધારક કર્મઅણુસમૂહનું જૈનદર્શનમાં મૂળ આઠ અને ઉત્તર ૧૫૮ ભેદે વર્ગીકરણ જેમ કર્યું છે, તેમ શુભ અને અશુભ ફળદાતાની અપેક્ષાએ પુણ્ય તથા પાપ એમ બે ભેદે, તથા જ્ઞાનાદિ ગુણોનો ઘાત કરનાર અને નહિ કરનારની અપેક્ષાએ ઘાતી–અઘાતી એમ બે ભેદે પણ વર્ગીકરણ કરેલું છે. તદુપરાંત કર્મનો વિપાક અમુક હેતુએ પ્રાપ્ત થતો હોવા અંગે તે વિપાકની હેતુસૂચક અપેક્ષાએ કર્મપ્રકૃતિઓનું

વર્ગીકરણ ચાર વિભાગમાં પણ કરેલું છે. તે ચાર પ્રકારો નીચે મુજબ છે.

(૧) જીવવિપાકી (૨) પુદ્ગલવિપાકી (૩) ક્ષેત્રવિપાકી અને (૪) ભવવિપાકી-

આ ચાર પ્રકારના વર્ગીકરણમાં અમુક અમુક પ્રકારની મુખ્યતા જ કારણભૂત છે. જો કે કર્મપ્રકૃતિઓનો વિપાક જીવ જ અનુભવે છે. એ હિસાબે સર્વ પ્રકૃતિઓ જીવ-વિપાકી જ છે. પરંતુ અમુક કર્મપ્રકૃતિઓ એવી છે કે જે જીવ ઉપર સીધી અસર નહિ કરતાં શરીરને ઉપયોગી એવી કેટલીક જડ સામગ્રીઓ આત્માને પ્રાપ્ત કરાવવા દ્વારા, કેટલીક પ્રકૃતિઓ અમુક સ્થાનને જ પામીને અને વળી કેટલીક તો પ્રાણીઓની અમુક પ્રકારની જાતિમાં જ જીવને ફળદાયી થાય છે. આટલી બાબતોને અનુલક્ષીને જ જીવ-વિપાકી આદિ ચાર પ્રકારો કર્મપ્રકૃતિઓના બતાવ્યા છે. એટલે કઈ કર્મપ્રકૃતિઓ કયા સ્થળને, કયા ભવને અને કેવા પ્રકારની શરીરની સામગ્રીઓ પામીને, તથા કઈ પ્રકૃતિઓ સ્થાન, ભવ, અને પુદ્ગલ સામગ્રીની અપેક્ષા રાખ્યા વિના જ ઉદયમાં આવે છે? તે આ ચાર પ્રકારના વર્ગી-કરણથી અતિ સ્પષ્ટપણે સમજી શકાશે. અમુક હેતુ પ્રાપ્ત કરી વિપાકોદયને પ્રાપ્ત થાય, તે હેતુને અનુલક્ષીને તે પ્રકૃતિઓ તે તે વિપાક સંજ્ઞાવાળી કહેવાય છે.

(૧) **જીવ વિપાકી**—કર્મ માત્ર આત્માને વિપાક-

સ્વરૂપે અસર કરે છે. પરંતુ કેટલાંક કર્મ એવાં છે કે જે ક્ષેત્રની, ભવની કે બાહ્ય જડસામગ્રીઓની અપેક્ષા રાખ્યા વિના સીધી રીતે આત્માને વિપાક દેખાડવાનું કામ કરે છે. તે કર્મપ્રકૃતિઓને જીવવિપાકી કહેવાય છે. તે પ્રકૃતિઓ નીચે મુજબ છે.

જ્ઞાનાવરણીય-૫, દર્શનાવરણીય ૯, વેદનીય ૨, મોહનીયની ૨૮, ગોત્રની ૨, અંતરાયની ૫, તથા નામકર્મમાં ગતિ ચાર, જાતિ પાંચ, વિહાયોગતિ બે, શ્વાસોચ્છાસ નામ કર્મ-૧, તીર્થંકર નામ કર્મ-૧, ત્રસ-૧, બાદર-૧, પર્યાપ્ત ૧, સૌભાગ્ય-૧, સુસ્વર-૧, આદેય-૧, યશ-૧, સ્થાવર-૧ સૂક્ષ્મ-૧, અપર્યાપ્ત-૧, દૌર્ભાગ્ય-૧, દુઃસ્વર-૧, અનાદેય-૧, અને અપયશ-૧, એમ કુલ ૭૮ પ્રકૃતિ જીવવિપાકી છે.

હવે પ્રથમ ક્ષેત્રવિપાકી અને ભવવિપાકી પ્રકૃતિઓ કઈ છે, તે વિચારી પછી પુદ્ગલ વિપાકીની હકીકત વિચારીશું.

**ક્ષેત્રવિપાકી**—તે અમુક ક્ષેત્રમાં જ ઉદય થતી હોવાથી ક્ષેત્રવિપાકી કહેવાય છે. અહિં ક્ષેત્ર તે એક ભવમાંથી બીજા ભવમાં જતાં આકાશપ્રદેશની શ્રેણિરૂપ જ લેવાનું છે. દેવાનુપૂર્વી, મનુષ્યાનુપૂર્વી, તિર્યંચાનુપૂર્વી અને નરકાનુપૂર્વી એ ચારે આનુપૂર્વીકર્મો ક્ષેત્રવિપાકી છે. કારણ કે તે કર્મો, બે ગતિની વચ્ચે બરાબર આકાશપ્રદેશોની શ્રેણીરૂપ ક્ષેત્ર પર પસાર થતાં જીવને ઉદયમાં આવે છે.

**ભવવિપાકી**—જે કર્મપ્રકૃતિઓ અમુક ભવમાં જ

ઉદય આવે છે. કારણ કે બીજી કર્મપ્રકૃતિઓ તો ભવે-ભવાંતરે ગમે ત્યારે ઉદય આવી શકે છે, પરંતુ ચાર આયુષ્ય-કર્મો તો માત્ર અમુક ભવમાં જ ઉદયે આવે છે. માટે તે ચારેને ભવવિપાકી કહેવાય છે, વર્તમાન ભવના બે આદિ ભાગ ગયા પછી ત્રીજા આદિ ભાગે આયુ બંધાવા છતાં પણ જ્યાં સુધી તે વર્તમાન ભવની પૂર્ણતા થવા વડે ઉત્તર સ્વયોગ્ય ભવ પ્રાપ્ત થયો હોતો નથી, ત્યાંસુધી તે ઉદયમાં આવતું નથી. અને સ્વયોગ્ય ભવપ્રાપ્તિમાં જ તેનો ઉદય થાય છે; માટે તે ભવવિપાકી છે.

**પુદ્ગલ વિપાકી**—પુદ્ગલ વિપાકી કર્મપ્રકૃતિઓના વિપાકનો સંબંધ પુદ્ગલ વર્ગણાઓના બનેલા શરીર સાથે મુખ્ય છે. પુદ્ગલ વિપાકી કર્મપ્રકૃતિઓ સંસારી જીવોને શરીર, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મન, એ ચારેને યોગ્ય પુદ્ગલો અપાવી વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ, બંધ, સૂક્ષ્મતા, સ્થૂલતા, સંસ્થાન, અંગોપાંગ, પરાઘાત, ઉપઘાત, અગુરુલઘુ, ઉદ્યોત, સંઘાત, વગેરે રૂપે પરિણામ પમાડે છે. આ પુદ્ગલ વિપાકી પ્રકૃતિઓ તે નામકર્મની પ્રકૃતિઓ છે.

સંસારી જીવોનું શરીર કેવી રીતે અને શાનું તૈયાર થાય છે? શરીરના અવયવોની યોગ્ય સ્થળે રચના, શરીરનો બાંધો, અને શરીરનો આકાર જુદી જુદી જાતિના જીવોને આશ્રયી જુદા જુદા પ્રકારે કેવી રીતે ગોઠવાય છે? તે બધાયનો સાચો ખ્યાલ આ પુદ્ગલ વિપાકી કર્મપ્રકૃતિઓને સમજવાથી જ થાય છે. પુદ્ગલવિપાકી કર્મપ્રકૃતિનું સ્વરૂપ નહિ

સમજનારાઓ, પ્રાણીઓની શરીરરચનાની સમજણમાં ગોથાં ખાય છે. એટલે પુદ્‌ગલવિપાકી કર્મપ્રકૃતિઓનું સ્વરૂપ સમજવું અતિ આવશ્યક છે.

પુદ્‌ગલનું ગ્રહણ અને પરિણમન કરાવવા દ્વારા, જીવને વિપાકનો અનુભવ કરાવનારી હોવાના અંગે જ, આ કર્મપ્રકૃતિઓ, શાસ્ત્રમાં "પુદ્‌ગલવિપાકી" પ્રકૃતિઓ તરીકે ઓળખાય છે. તે ૭૨ પ્રકૃતિઓ નીચે મુજબ છે.

શરીર નામકર્મ–૫, અંગોપાંગ નામકર્મ–૩, બંધન નામકર્મ–૧૫, સંઘાતન નામકર્મ–૫, સંહનન નામકર્મ–૬, સંસ્થાન નામકર્મ–૬, વર્ણ નામકર્મ–૫, ગંધ નામકર્મ–૨, રસ નામકર્મ–૫, સ્પર્શ નામકર્મ–૮, અગુરૂલઘુ નામકર્મ–૧, નિર્માણ નામકર્મ–૧, પરાઘાત નામકર્મ–૧, ઉપઘાત નામકર્મ–૧, આતપ નામકર્મ–૧, ઉદ્યોત નામકર્મ–૧, પ્રત્યેક નામકર્મ–૧, સાધારણ નામકર્મ–૧, શુભ નામકર્મ–૧, અશુભ નામકર્મ–૧, સ્થિર નામકર્મ–૧, અસ્થિર નામકર્મ–૧, એમ કુલ્લ–૭૨ પ્રકૃતિઓ છે.

આ બહોંતેર પ્રકૃતિઓ તે નામકર્મની ૧૦૩ પ્રકૃતિઓ પૈકીની છે. નામકર્મને જૈનદર્શનકારોએ ચિત્રકારની ઉપમા આપેલી છે. ચિત્રકારને જેવું ચિત્ર તૈયાર કરવાની ઇચ્છા હોય તેને અનુરૂપ રેખા–રંગ–સફાઈ વગેરે સામગ્રી પહેલેથી તૈયાર કરી રાખે છે. તે સામગ્રીઓમાં જેટલી સ્ખલના હોય તે મુજબ ચિત્રના કાર્યમાં સ્ખલન થાય છે.

એટલે ચિત્રના કાર્યમાં કોઇ પણ જતની ખામીઓ અનુભવવી ન પડે તેની સાવચેતી પ્રથમથી જ રાખવામાં આવે છે. જે ચિત્ર માટે બધી યોગ્ય સામગ્રી પહેલેથી મેળવી રાખેલ હોય તે ચિત્ર છેવટે બરાબર તૈયાર થાય છે. મકાન બનાવનાર કે કારખાનું ચલાવનાર તેના નિયામકોને જેવું મકાન બનાવવું હોય તે પ્રમાણે જ વેતરણી પ્રથમથી જ કરે છે તે વેતરણી અને વ્યવસ્થા મુજબ કારખાના યા મકાનનું કામ ક્રમસર અને વ્યવસ્થિત ચાલુ રહે છે. તેવી રીતે એક ભવમાંથી છુટી બીજા ભવમાં ઉત્પન્ન થનાર પ્રત્યેક આત્માને ઉત્પન્ન થતાંની સાથે જ શરીરરચના અંગે, પૂર્વે આ ભવ માટે ઉપાર્જન કરેલા કર્મોની અસર થવા માંડે જ છે. એટલે આખી રચના તે પ્રમાણે જ શરૂ થાય છે. અને બધી અસરોના પરિણામે અમુક ચોક્કસ સ્વરૂપમાં આખું શરીર તૈયાર થતું જાય છે. અહીં શરીર રચનાના કાર્યમાં બહોતેર કર્મપ્રકૃતિઓ દ્વારા શરીરને યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ અને પરિણમન થાય છે.

ગતિનાકર્મ અને જાતિનાકર્મ અનુસાર નક્કી થયેલ, પરિસ્થિતિ તથા ઉત્પન્ન થવાના સંયોગવાળા સ્થળે, આનુપૂર્વી નામના કર્મવડે, લાવી મુકાતાંની સાથે તે જ વખતે તે જ પહેલે સમયે તે આત્માને શરીર નામકર્મ ઉદયમાં આવે છે. ઉત્પન્ન થયેલ આત્મા, તે ગતિકર્માનુસાર જે ગતિમાં ઉત્પન્ન થયો હોય, તે પ્રમાણે તદ્ગત્યાનુસાર સામગ્રીઓ પ્રાપ્ત કરે છે. ઉત્પત્તિસ્થાને ઉત્પન્ન થયેલ આત્માને શરીર યોગ્ય પુદ્ગલ વર્ગણાઓમાંની યથાયોગ્ય વર્ગણા ગ્રહણ કરવાનો હક્ક આ

શરીર નામકર્મના ઉદયથી પ્રાપ્ત થાય છે. અને તે શરીર ટકી રહે ત્યાં સુધી તે પ્રમાણે વર્ગણા ગ્રહણ કરવાનો હક્ક ચાલુ રહે છે.

અહીં સમજવું જરૂરી છે કે–પાંચ પ્રકારના શરીરો પૈકી મનુષ્ય અને તિર્યંચને યોગ્ય મુખ્યપણે ઔદારિક શરીર છે. અને દેવ તથા નારકને યોગ્ય વૈક્રિય શરીર છે. એટલે મનુષ્ય અને તિર્યંચને ઔદારિક શરીર બનાવવા માટે જીવે પૂર્વે બાંધેલું "ઔદારિક શરીર નામ કર્મ" તે ઔદારિક શરીરપણે ગ્રહણ યોગ્ય જે ઔદારિક જાતની પુદ્ગલ વર્ગણા છે, તેમાંથી તે વર્ગણા મેળવવાનો હક્ક આપે છે. અને દેવ તથા નારકને વૈક્રિય શરીર બનાવવા માટે તે જીવે પૂર્વે બાંધેલું "વૈક્રિય શરીર નામકર્મ" વૈક્રિય જાતિની પુદ્ગલ વર્ગણા મેળવવાનો હક્ક આપે છે. શરીરને યોગ્ય પુદ્ગલોનુ ગ્રહણ કરવામાં જીવનો કાયયોગ ( શરીરનો વ્યાપાર ) છે, તદ્યોગ્ય તે કાયયોગ તો શરીર તૈયાર થયા પછી હોય છે. તૈયાર થયેલ તે કાયયોગ દ્વારા તો તે શરીર ટકી રહે ત્યાં સુધી તે જીંદગી પર્યંત તે શરીરને યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ ચાલુ જ હોય છે. પરંતુ ઉત્પત્તિના પ્રથમ સમયે કંઈ તદ્ભવ યોગ્ય શરીર તૈયાર હોતું નથી. તે શરીર તો, તે શરીર યોગ્ય પુદ્ગલના ગ્રહણ અને પરિણમનથી તૈયાર થાય છે. એટલે ઉત્પત્તિના પ્રથમ સમયે ગ્રહણ કરાતાં શરીરનાં પુદ્ગલોને જીવ અનાદિકાળથી પોતાના આત્મા સાથે સંયુક્ત થઈ રહેલ તૈજસ તથા કાર્મણ શરીરના સંયોગે ગ્રહણ કરે છે.

આને આહાર ગ્રહણ કહેવાય છે. ચોવીસે દંડકમાં–પાંચે ય જાતિમાં–છએ કાયમાં, એમ જ્યાં જ્યાં શરીરો હોય, પછી ચાહે ઔદારિક–વૈક્રિય કે આહારક હોય, તે બધાયમાં તૈજસ તથા કાર્મણ શરીર તો માનવાં જ પડે. કારણ કે અનાદિકાળથી તે બન્ને શરીરો જીવને સંયુક્ત જ છે. અને તે તૈજસ તથા કાર્મણ વિના બીજાં શરીર બને જ નહિં. પરભવથી આવેલ આત્માને તૈજસ તથા કાર્મણ શરીર તો સાથે જ હોય છે. અને તે વડે જ ઔદારિક વગેરે પુદ્ગલો ગ્રહણ કરે છે.

જીવને આ તૈજસ અને કાર્મણ શરીર અપાવનાર તે અનુક્રમે તૈજસ શરીર નામકર્મ અને કાર્મણ શરીર નામકર્મ છે. અને ચૌદ પૂર્વધારી મુનિઓને આહારક શરીર બનાવવામાં કારણભૂત આહારક શરીરનામકર્મ છે. આ પ્રમાણે પાંચે પ્રકારનાં શરીર નામકર્મો છે. તૈજસ–કાર્મણ અને આહારક શરીરો સૂક્ષ્મ વર્ગણાનાં બનેલાં હોવાથી ચર્મચક્ષુથી દેખી શકાતાં નથી.

હવે સ્વશરીર યોગ્ય પુદ્ગલ વર્ગણાનું ગ્રહણ, જીવ શરીર નામકર્મના ઉદયે કરે છે, પરંતુ ગ્રહણ કરાતી તે પુદ્ગલ વર્ગણા રેતીના લાડુ જેવી ભરભર ભૂકા જેવી ગ્રહણ નહિ કરતાં, અમુક પ્રમાણવાળા સ્નેહ–ચિકાશ અને લુખાશને લીધે પરસ્પર ચોંટી ગયેલી એટલે સંઘાતીભૂત થયેલી જ પુદ્ગલ વર્ગણાઓ ગ્રહણ કરે છે. જેમ કુંભ (ઘડો) બનાવવામાં છુટક છુટક માટીના કણો ગ્રહણ નહિં કરતાં, કુંભ રચ-

નાને અનુકૂળ કરાયેલા માટીના પિંડાઓ જ ઉપયોગી થાય છે, તેમ શરીર બનાવવામાં પણ શરીર રચનાને અનુકૂલ પિંડ રૂપે બનેલી પુદ્‌ગલ વર્ગણા જ ઉપયોગી થાય છે.

અમુક પ્રમાણમાં જ લંબાઈ–જાડાઈ આદિ નિશ્ચિત પ્રમાણવાળા ઔદારિકાદિ શરીરની રચના માટે, તે તે શરીરને અનુસરતી પુદ્‌ગલ વર્ગણાના સમૂહ વિશેષની રચનાની પણ આવશ્યક્તા રહે છે. અને તેથી જ શરીરનું તારતમ્ય થાય છે. આવો સંઘાત કરી આપનાર એક પ્રકારનું નામકર્મ જીવે પૂર્વે મેળવેલું હોય છે. તે કર્મ તે "સંઘાતન નામ કર્મ" કહેવાય છે. એટલે સંઘાતન નામકર્મ, જીવને વર્ગણાના સંઘાત પામેલા સ્કંધો અપાવે છે. તે પણ પાંચ પ્રકારના શરીર મુજબ પાંચ પ્રકારે છે

સંઘાતન નામકર્મ તથા શરીર નામકર્મના બળથી સંઘાત પામેલી સ્વયોગ્ય શરીરની પુદ્‌ગલ વર્ગણાને જીવ પ્રથમ સમયે લે છે આનું નામ આહાર કહેવાય છે જીવને તે ભવયોગ્ય શરીર જ્યાં સુધી કાયમ રહે છે, ત્યાં સુધી આ વર્ગણા મળવા રૂપ આહાર તેને મળ્યા જ કરે છે. પણ તે વર્ગણારૂપ આહાર ચાલુ રહે, તેમાં ગ્રહણ કરેલી અને ગ્રહણ કરાતી વર્ગણાના સ્કંધો પરસ્પર એક રચનારૂપે મળી જવા જોઈએ. જેમ તૈયાર થતા મકાનમાં વપરાતી ઈંટોનાં રજકણો અંદરોઅંદર સંઘાતીભૂત હોય છે, પરંતુ તેથી કરીને ઈંટો ઉપર ઈંટો ગોઠવી દેવાથી મકાનની મજબૂતી થતી નથી. માટે તેને ચૂના કે માટીથી પરસ્પર ચોડવી પડે છે.

તેવી રીતે સંઘાત પામેલી વર્ગણાઓ પરસ્પર એકમેક ચોંટી જવી જોઈએ.

આના માટે પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે–એક એવું કર્મ છે કે–જેમ રાળ એ કાષ્ટને એકાકાર કરે છે, તેવી રીતે બંધન નામે તે નામકર્મ, આત્મા અને પુદ્ગલો અગર પરસ્પર પુદ્ગલોનો એકાકાર સંબંધ કરાવે છે. તે બંધન નામકર્મ પંદર ભેદે છે. તે પંદર ભેદોનું વર્ણન કર્મગ્રંથ વિગેરેમા નામ કર્મની પ્રકૃતિઓ અંગે આવતા વર્ણનમાંથી સમજી લેવું.

આથી સમજી શકાય છે કે ઔદારિકાદિ શરીર નામકર્મના ઉદયથી ઔદારિકાદિ શરીર યોગ્ય વર્ગણાનું ગ્રહણ, ઔદારિકાદિ સંઘાતન નામકર્મના ઉદયથી ઔદારિકાદિ શરીરને યોગ્ય પુદ્ગલ સમૂહ વિશેષની સંઘાતરૂપે રચના, અને ઔદારિકાદિ બંધન નામકર્મના ઉદયથી તે સમૂહ વિશેષનો ઔદારિકાદિ શરીર સાથે પરસ્પ એકમેક સંબંધ થાય છે. અહીં સુધી તો શરીર નામકર્મે બધો કાચો મસાલો તૈયાર કર્યો. પરંતુ પરસ્પર એકમેક સંમિલિત બની ગયેલ તે પુદ્ગલોનું પરિણમન એટલા પુરતું જ થઈ ને અટકી જાય તો શરીર માત્ર એક ગોળમટોળ દડા જેવું જ બની રહે. જેથી એ જ સ્થિતિમાં નહિ રહેતાં તેમાંથી હાથ–પગ–માથું-પેટ–છાતી–પીઠ વગેરે અંગો, આંગળાં-નાક–કાન વગેરે ઉપાંગો, તથા વાળ–દાંત–નખ–રેખા વગેરે અંગોપાંગોરૂપ શરીરને યોગ્ય અવયવો તૈયાર થાય છે. તૈજસ તથા કાર્મણ શરીરને અંગો–

પાંગ હોતાં નથી. જેથી ઔદારિક અંગોપાંગ, વૈક્રિય અંગોપાંગ અને આહારક અંગોપાંગ, એમ ત્રણે પ્રકારે "**અંગોપાંગ નામકર્મ**" તે તે રીતે શરીરને યોગ્ય અવયવો તૈયાર કરાવે છે. અંગોપાંગ નામકર્મથી પ્રાણીના શરીરમાં અંગ–ઉપાંગ ફૂટે છે, પરંતુ કયા અવયવો કયાં જોઈએ તે નક્કી કરી આપનાર તો "**નિર્માણ નામકર્મ**" છે.

ગૃહિત વર્ગણાનું પરિણમન થવામાં "નિર્માણ નામકર્મ" પહેલા સમયથી જ અસર કરવા માંડે છે. એટલે પરિણામે ક્રમસર પરિણામ થતું આવે છે. આવું ક્રમસંનિવેશ પરિણામ, દરેક પ્રાણીમાં જીવ વિશેષને લીધે જુદી જુદી પરિસ્થિતિવાળો થાય છે. એમ પ્રત્યેક જીવની પરિસ્થિતિ પ્રમાણે પ્રયોગથી ઉત્પન્ન થતા ક્રમસંનિવેશ પરિણામમાં આ "નિર્માણ નામકર્મ" કારણભૂત છે. અંગોપાંગની રચના અંગોપાંગ નામકર્મ વડે થાય છે. પરંતુ જે અંગ જ્યાં શોભી શકે, અને બરોબર ઉપયોગમાં આવી શકે, તે રીતે બરબર સ્થળો નક્કી કરવાનું કામ નિર્માણ નામકર્મ કરી આપે છે. નિર્માણ નામકર્મનું કામ માત્ર બાહ્ય અંગોપાંગનાં સ્થળો નકકી કરવા પુરતું જ છે એમ નથી, પરંતુ શરીરના નાનામોટા તમામ તત્વોનો રીતસર ચીતાર નક્કી કરી આપનાર પણ આ "નિર્માણ નામકર્મ" જ છે.

એકેન્દ્રિયથી તે પંચેન્દ્રિય સુધીના તમામ જીવોમાં શરીરના અવયવોની રચના અને અવયવોનું સ્થાન એક સરખું કે એક ઘાટવાળું હોતું નથી. જીવના વ્યાપારથી શરીર રચાય

છે, છતાં એ શરીર જીવ પોતે ધારે તેવું મોટું અગર અમુક પ્રકારનું બનાવી શકતો નથી. પોતાના પ્રયાસથી પણ થતું શરીર સ્વેચ્છાનુસાર ન બનાવી શકવાનું કારણ એ જ છે કે ઘાટનો આધાર "**નિર્માણ નામકર્મ**" ના ઉદય પર રહે છે.

જેવું નિર્માણ નામકર્મ હોય તેવું જ શરીર, જીવથી બની શકે છે. અને બનાવી શકાય છે. નિર્માણ કર્મોદયે જીવના જે વ્યાપારથી પુદ્ગલો શરીરાદિપણે પરિણમે છે, તે પુદ્ગલો જ પ્રયોગ પરિણત કહેવાય છે. આવા પ્રયોગ પરિણામમાં પુદ્ગલો એક જ પ્રકારનાં ગ્રહણ કરાતાં હોવા છતાં પણ પરિણમન જુદા જુદા પ્રકારે થવામાં કારણભૂત નિર્માણ નામ-કર્મ છે. નિર્માણ નામકર્મ અનેક પ્રકારનું છે. અને પ્રયોગ પરિણત થતા પુદ્ગલોનું પરિણમન પણ અનેક પ્રકારનુ હોય છે.

એક જ જાતનો ખોરાક લેવા છતાં તે તે ખોરાકનાં પુદ્ગલો શરીરમા મનુષ્યને મનુષ્યરૂપે અને જનાવરને જના-વરરૂપે પરિણમે છે. જે પરમાણુઓ ગાયમાં દૂધરૂપે પરિણમે છે, તે જ પરમાણુઓ સાપમાં ઝેરરૂપે પરિણમે છે. જે જલનું આપણે પાન કરીએ છીએ તે જ જલથી વૃક્ષો અને વેલડીઓ પણ સિંચાય છે. જલ એક જ પણ પરિણમન ભિન્ન ભિન્ન થાય છે. એક જ જાતના ખોરાકનું તથા જલનું પરિણમન વિવિધ પ્રકારે આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ. એજ રીતે શરીર યોગ્ય ગૃહીત પુદ્ગલોનું પરિણમન, ગ્રહણ કરનાર જીવોના કર્માનુસાર જુદા જુદા પ્રકારે થાય તેમાં કંઈ આશ્ચર્ય

જેવુ નથી. પરિણુમનમાં આ પ્રમાણે ભિન્નતા થવાનું કારણ ઉપર જણાવ્યા મુજબ "નિર્માણુ નામકર્મ" છે.

શરીર યોગ્ય ગૃહીત પુદ્ગલોના પરિણુમનમાં એક જાતિથી અન્ય જાતિમાં ભિન્નતા સંભવે છે, એટલું જ નહિ પરંતુ એક જ જાતિમાં પણુ ભિન્નતા સંભવે છે.

મનુષ્ય જાતિમાં કોઇ નાના કાનવાળો, કોઈનું નાક—ચીબું, કોઈનું મોઢું લાંબુ, કોઈ ઠીંગણો, કોઈ ઊંચો, આ બધાનું કારણુ, જીવ જેવા નિર્માણુ કર્મના ઉદયવાળો હોય, તે પ્રમાણે શરીરના અવયવો બને છે. પુદ્ગલો એક સરખાં છતાં પરિણુમાવનાર જીવો જેવા નિર્માણુ કર્મના ઉદયવાળા હોય, તેવા શરીરપણે તે પુદ્ગલો પરિણુમે છે.

નિર્માણુ નામકર્મદ્વારા થતું વિવિધ પરિણુમન પણુ ઇંદ્રિયની અપેક્ષાએ જે જાતિનો જીવ હોય, તે જે પુદ્ગલો ગ્રહણુ કરે, તે તે જાતિપણે જ પરિણુમાવે છે. એટલે નિર્માણુ નામકર્મને જાતિ નામકર્મના ગુલામ તરીકે પણુ ઓળખાવી શકાય.

સંસારી જીવોમાં એકેન્દ્રિયાદિથી પંચેન્દ્રિય સુધીના પાંચ ભેદો છે. તેમાં ખરૂં કારણુ પુદ્ગલોના પરિણુમનનું છે. પરિણુમન ભિન્નતા જો ન હોત તો સંસારી જીવોમાં એકેન્દ્રિયાદિ જાતિભિન્નતા અને તિર્યંચાદિ ગતિભિન્નતાનો આપણુને ખ્યાલ પણુ ન આવત. અને એ રીતની ભિન્નતાના ખ્યાલ વિના જીવમાં એકેન્દ્રિયાદિપણું કે તિર્યંચાદિ

ગતિપણુ આપણે સમજી શક્ત નહિં. જેથી દરેક સંસારી જીવોનું શરીર એક જેવું અને એક સરખું દેખાત. પ્રયોગ પરિણમનમાં થતી ભિન્નતાના હિસાબે જ શરીરના અવયવોની રચનામાં ભિન્નતા છે, અને શરીરના અવયવોની રચનામાં ભિન્નતાના હિસાબે જ સંસારી જીવોના ગતિ અને જાતિને અનુસરી કહેવાતા ભેદોનો આપણને ખ્યાલ પેદા થાય છે. આ બધાનું મુખ્ય કારણ નિર્માણ નામકર્મ છે. એટલે ગ્રહણ કરનાર જીવોના કર્માનુસાર–ગત્યાનુસાર પુદ્ગલ પરિણામન થાય છે. અહીં વળી પણ આપણે સ્પષ્ટ કરી જઈએ કે–શરીર નામકર્મ અને સંઘાતન નામકર્મ દ્વારા, ઔદારિકાદિ વર્ગણાનાં સંઘાત પામેલાં પુદ્ગલોને પરસ્પર એકમેક સંબંધવાળાં બનાવી, જે જે શરીર નામકર્મના ઉદયથી તે તે શરીરપણે પરિણામ પામેલા પુદ્ગલોનો અંગોપાંગ નામકર્મદ્વારા અંગ અને ઉપાંગ, અને અંગોપાંગના સ્પષ્ટ વિભાગરૂપે પરિણમન થવામાં તથા તે અવયવો જે સ્થળે અને જેવા સ્વરૂપે જોઈએ તે સ્થળ અને સ્વરૂપની રચના થવામાં નિર્માણ નામકર્મ કારણરૂપ છે.

ઉપરોકત કર્મદ્વારા પુદ્ગલોનું ગ્રહણ અને પરિણમન થવા વડે તૈયાર થતા શરીરમાં અમુક અમુક પ્રકારે હાડની મજબૂતી થવા રૂપ પરિણામની પણ આવશ્યકતા રહે છે. જેટલા પ્રમાણુમાં હાડની મજબૂતી વધુ હોય તેટલા પ્રમાણુમાં શરીરને વ્યાઘાત ઓછો લાગે છે. આપણે શાસ્ત્રોદ્વારા સાંભળીયે છીએ કે–તીર્થંકર જેવા મહાપુરૂષોના શરીરને અનેક

પ્રકારના ઉપસર્ગો થવા છતાં પણ તેમનું હાડ કુશળ રહે છે. તેનું કારણ તેમના હાડનો બાંધો ઉંચામાં ઉંચી કક્ષાનો હોય છે. જેમ મકાનના કામમાં લાકડાના સાંધાઓમાં સુથારો વડે થતું સંધાણ મજબૂતીવાળું હોય તો તે સાંધાઓ તુરત છૂટા પડી જતા નથી, અને મકાન વધુ ટાઇમ સુધી ટકી રહે છે. તેમ શરીરમાં તૈયાર થતાં હાડકાં તે કંઈ આખા શરીરમાં એક જ રૂપે સંમિલિત થયેલાં હોતાં નથી. એટલે શરીરના જુદા જુદા અવયવોમાં રહેલાં તે હાડકાંના સાંધાનું પરસ્પર જોડાણ જેમ મજબૂતીવાળું હોય તેમ તે હાડકાં અન્યો–ન્યથી તુરત છૂટાં પડી જતાં નથી.

આપણે કહીએ છીએ કે–" અમુક માણસનું હાડકું ઉતરી ગયું " આનો અર્થ એ છે કે હાડકાનું સંધાણ અન્ય હાડકા સાથે નબળું હોવાથી સંધાણ વિખુટું પડતાં હાડકું અલગ પડી જાય છે. અને તેને આપણે હાડકું ઉતરી ગયું એમ કહીયે છીયે. હાડકું ઉતરી જવાથી માણસને બહુ પીડા અને તકલીફ થાય છે. કોઈ કુશલ હાડ-વૈદ્ય યોગ્ય ઉપચારોથી ઉતરી ગયેલ હાડકાનું મિલન યથા-સ્થાને રહેલા હાડકા સાથે કરી દે છે. ત્યારે જ દરદીને શાંતિ થાય છે. શરીરમાં એક હાડકાના છેડા સાથે બીજા હાડકાનો સાંધો કેવી રીતે જોડાણ થયેલ હોય છે, તે આ ઉપરથી સ્હેજે સમજી શકાશે. જન્મથી જ શરીરમાં જે પ્રકારે હાડકાની સંયોજના હોય છે, તે પ્રમાણેની સંયોજનાથી

ઉતરી ગયેલ હાડકાનું સંયોજન થાય, તો જ દરદીને. શાંતિ થાય છે. તેવા પ્રકારની સંયોજનામાં કોઈ ખામી રહી જાય તો તેટલી ખોઠ તે હાડકાવાળા ભાગમાં રહી જાય છે. એટલે હાડકાંની સયોજના જન્મથી જ દરેક જીવને હોય છે. આ સયોજના દરેક પ્રાણીને એક સરખી હોતી નથી. ભિન્ન ભિન્ન પ્રકારની સયોજનાનુસાર ભિન્ન ભિન્ન પ્રકારે હાડની મજબૂતી હોય છે. અને તે મજબૂતી, સંસારના પ્રત્યેક પ્રાણીઓમાં અનેક જાતની ચઢતા ઉતરતા ક્રમની માલુમ પડે છે. પરંતુ તેનું સામાન્ય વર્ગીકરણ કરીને છ દૃષ્ટાંતોથી છ પ્રકારની મજબૂતી જૈનાગમોમાં સમજાવવામાં આવી છે. તે વજ્રઋષભનારાચાદિ છ પ્રકારે સંઘયણનું વર્ણન પણ કર્મ-ગ્રંથાદિમાં દર્શાવેલ નામકર્મની પ્રકૃતિઓના સ્વરૂપમાંથી સમજી લેવું જરૂરી છે.

લાકડાઓમાં આવતા સાંધાઓનું સંધાણ વધુ મજબૂત બનાવવા માટે સુથાર લોકો જુદા જુદા પ્રકારે બોલાતા સાંધાઓ વડે સંધાણ કરે છે. અને એવા સાંધાઓને "ગૌમુખી" વિગેરે નામોથી ઓળખે છે. એ રીતે પ્રાણીઓના શરીરમાં હાડકાંના સાધાઓને પણ વજ્રઋષભનારાચાદિ નામે ઓળ-ખાવેલ છે.

શરીરનાં અંગોપાંગ વગેરે, જીવને ઉત્પન્ન થતાની સાથે કંઈ તૈયાર થઈ જતાં નથી. પણ ગ્રહણ કરેલી વર્ગણામાં પહેલા સમયથી જ એવો પરિણામ થવા માંડે છે કે પરિ-ણમતાં પરિણમતાં તે પરિણામ અમુક ટાઇમે તે અંગોપાંગ

રૂપે તૈયાર થઈ જાય છે. તેવી રીતે શરીરની મજબૂતી જેવી થવાની હોય, તેમાં ઉપયોગી થાય તેવી જ રીતે પહેલા સમયથી ગ્રહણ કરેલી વર્ગણામાં પરિણામ થવા લાગે છે. અને ભવિષ્યમાં અમુક મજબૂતી તૈયાર થાય છે. આ રીતે હાડની ભિન્ન ભિન્ન પ્રકારની મજબૂતીનું પ્રેરક જે કર્મ, તે **"સંહનન નામ કર્મ"** તરીકે ઓળખાય છે. જેવા પ્રકારનું "સહનન નામ કર્મ" હોય, તેવા પ્રકારને અનુસરતી મજબૂતીનું પરિણમન પ્રાણીઓને શરીરમાં થાય છે.

હવે દેહધારી પ્રાણીઓનાં શરીર અને તેનાં અવયવો જોતાં કેટલાંક પ્રાણીઓનાં શરીર અને અવયવોની રચના સુંદર અને આકર્ષક હોય છે. જ્યારે કેટલાંકની શરીર રચનામાં ખાસ આકર્ષકતા હોતી નથી. સામુદ્રિક શાસ્ત્રોમાં શરીરનું માપ–આકૃતિઓ–રેખાઓ વગેરેનું વર્ણન આવે છે. તેમાં દર્શાવ્યા મુજબ સપ્રમાણ શરીર અને અવયવોની આકૃતિ અન્યને આકર્ષક બને છે. જ્યારે વિષમ પ્રમાણવાળી આકૃતિ આકર્ષક બનતી નથી. પ્રાણીઓના શરીર અને તેના અવયવોની સપ્રમાણ કે વિષમ પ્રમાણ આકૃતિનું નિયામક તે **સંસ્થાન નામ કર્મ છે.** આ સંસ્થાન નામકર્માનુસાર જ શરીરની સારી કે ખરાબ આકૃતિ ઉત્પન્ન થાય છે. આ કર્મ ન હોય તો શરીર વગેરેની આકૃતિનું કાંઈ ઠેકાણું જ ન રહે. આકૃતિરૂપે પુદ્ગલોનું પરિણમન થવામાં એટલે કે શરીર, તેના અવયવો અને એકંદર તેની રચનાની પ્રમાણસરતામાં "સંસ્થાન નામ કર્મ" જ પ્રેરક છે. જગતભરના પ્રાણી-

માત્રની શરીરની આકૃતિઓ તપાસીએ તો અસંખ્ય પ્રકારની આકૃતિઓ દૃષ્ટિગોચર થાય છે. પરંતુ અમુક મુખ્ય પ્રકારોમાં અન્ય પેટાભેદોનો સમાવેશ થઈ જાય, એ રીતે જૈનશાસ્ત્રોમાં તે તમામ આકૃતિઓનું છ પ્રકારે વર્ગીકરણ કરી સંસ્થાન નામકર્મનું વિવેચન કરવામાં આવ્યું છે.

આકૃતિરૂપે પરિણમન પણ જીવને શરીર યોગ્ય પુદ્‌ગલ ગ્રહણના પ્રથમ સમયથી જ થવા માંડે છે. અને અવયવો તથા તેની મજબૂતી તૈયાર થતાંની સાથે જ સ્પષ્ટ આકૃતિરૂપે તૈયાર થઈ જાય છે. સંસ્થાન નામકર્મ જ સંસ્થાન (શરીરનો આકાર) પેદા કરે છે. છ પ્રકારના સંસ્થાનમાં સર્વથી ઉત્તમ સંસ્થાન કેવું હોય ? અને સર્વથી હલકામાં હલકું કેવું હોય ? તે બતાવીને તેની વચ્ચેના બીજા જાણવા જેવા ઉપયોગી ભેદો બતાવ્યા છે. આ ઉપરથી સમજી શકાય છે કે–શરીરની રચનાને અનુસરી ગોઠવાયેલા અને પરસ્પર સંબંધ ધરાવતા ઔદારિકાદિ પુદ્‌ગલોમાં સંસ્થાન–આકાર વિશેષને સંસ્થાન નામે નામકર્મ ઉત્પન્ન કરે છે. એટલે કે શરીરમાં અમુક અમુક જાતનો આકાર થવામાં **"સંસ્થાન નામ કર્મ"** કારણ છે. ઉપર મુજબ તૈયાર થતા શરીરમાં શરીરની રચનાના પ્રથમ ક્ષણથી પોતાના કર્મ પ્રમાણે રંગ, સ્વાદ, સ્પર્શ અને ગંધ વગેરેનો પણ પરિણામ થવા માંડે છે. સંસારી જીવોનું શરીર પુદ્‌ગલ પરમાણુઓની વર્ગણાઓનું બને છે, એ તો સહેજે સમજી શકાય તેવી હકીકત છે. પુદ્‌ગલ વર્ગણાના બનેલા શરીરમાં અમુક રંગ, સ્વાદ–સ્પર્શ અને ગંધ

પણ જોઈએ તે સ્વાભાવિક છે. એટલે શરીર અને આત્માના સંબંધથી અસ્તિત્વ ધરાવતા દરેક પ્રાણીના શરીરમાં વર્ણાદિ ચતુષ્કપણું નક્કી કરનાર કર્મો પણ જોઈએ. અહીં શંકા થાય છે કે–વર્ણાદિ ચતુષ્ક તો પુદ્ગલોમાં હોય જ છે, એટલે પુદ્ગલથી બંધાતા તે શરીરમાં વર્ણાદિ ચતુષ્ક રહેવાના જ. પછી તેને ઉત્પન્ન કરનાર કર્મોની શી જરૂર છે?

આ શંકાના સમાધાનમાં સમજવું જરૂરી કે–તૈયાર થતાં શરીરમાં વર્ણાદિ પ્રગટ થવામાં તેના પ્રેરક કર્મો જો માનવામાં ન આવે તો દરેક પ્રાણીના વર્ણાદિક સરખા જ થાય, પરંતુ દરેક પ્રાણીના શરીરમાં વર્ણાદિની વિચિત્રતા દેખાય છે, તે કર્મો વિના સંભવી શકતી જ નથી. જેમ બંધન અને સંઘાતન પામવાનો ગુણ પરમાણુમાં છે; છતા અમુક પ્રાણીના શરીરના પરમાણુઓમાં અમુક જાતના બંધન અને સંઘાતન થાય, એ તેના બંધન અને સંઘાતન નામ કર્મને લીધે. તેમ વર્ણાદિ ગુણ, પરમાણુઓમાં હોવા છતાં તેમાં પાછા અમુક જાતના ફેરફારો થાય છે, તે શરીરધારક આત્માના કર્મોને લીધે જ થાય છે. માટે માનવું પડશે કે શરીરરૂપે પરિણામ પામેલ પુદ્ગલ વર્ગણાઓમાં પ્રતિ–નિયત વર્ણાદિ તે કર્મવિના સંભવિત નથી. જેથી દેહધારી આત્માના શરીરમાં વર્ણાદિ પરિણામમાં કર્મોની જરૂર તો રહે જ છે. એટલે વર્ણનામકર્મ, ગંધ નામ કર્મ, રસનામકર્મ અને સ્પર્શ નામકર્મે જે ચોક્કસ ધોરણ પહેલેથી નક્કી કરી આપ્યું હોય, તે જ પ્રમાણેનો રંગ, ગંધ, રસ અને

સ્પર્શ પ્રાણીઓના શરીરમાં ઉત્પન્ન થઈ જાય છે. પહેલેથી જ પરિણામ થતી વખતે તે કર્મને ધ્યાનમાં લઈને જ યથાયોગ્ય પરિણામ થવો શરૂ થાય છે. પરિણામમાં વર્ણાદિની જે ભિન્નતા થાય છે, તે વર્ણાદિ કર્મોની તરતમતાના લીધે જ સમજવી. પ્રત્યેક જીવની જુદી જુદી પરિસ્થિતિ અને સંજોગો પ્રમાણે વર્ણાદિની ભિન્નતા રહેવાની, અને આ રીતે વર્ણાદિના પરિણામની ભિન્નતામાં જીવનું કર્મ જ કારણ માનવું જોઈએ. અને કારણરૂપ તે કર્મને લીધે જ શરીરપણે પરિણામ પામેલા પરમાણુઓના વર્ણાદિ ઉપર અમુક જ આત્માનું અધિપત્ય સમજવું.

અને તેથી જ ઔદારિક શરીરની વર્ગણામાં રહેલા સ્વાભાવિક વર્ણોમાંના શ્યામવર્ણ નામકર્મના ઉદયે કોયલ, ભમરા, કાગડા, ભેંસ, બકરી, ભીલ, હબસી, વિગેરે પ્રાણીઓના શરીરોમાં કાળાવર્ણ રૂપે, તથા નીલવર્ણના કર્મના ઉદયે ઝાડનાં પાંદડાં–પોપટ વગેરેમાં લીલાવર્ણરૂપે, વળી રક્ત વર્ણનામકર્મના ઉદયે મરચાં–લાલઓર. લાલઘોડા આદિમાં રક્તવર્ણરૂપે, તેમજ પીત્તવર્ણ નામકર્મના ઉદયે ભમરી–હળદર આદિમાં પીત્તવર્ણરૂપે અને શ્વેતવર્ણ નામકર્મના ઉદયે ગાય–સસલુ–બગલું વિગેરેમાં શ્વેતવર્ણ રૂપે પરિણામ પામે છે. શ્યામવર્ણાદિ વર્ણોવાળા પ્રાણીઓમાં તે તે રંગમાં થોડો થોડો ફેર જે જણાય છે, તેનું કારણ તે તે રંગવાળું નામ કર્મ જુદી જુદી જાતનું હોય છે, તે સમજવું,

આ રીતે ઔદારિક શરીરની વર્ગણામાં રહેલા સ્વા-

ભાવિક ગંધ-રસ અને સ્પર્શ, પ્રાણીઓના પૃથક્ પૃથક્ ગંધ-રસ અને સ્પર્શપણે પરિણામ પામે છે. એમ સમજી લેવું. એક જીવના શરીરમાં તે વર્ણાદિ એક કરતાં વધારે પણ હોઈ શકે છે. તેમજ જુદા જુદા ભાગમાં અને અવયવોમાં જુદા જુદા પણ હોય છે. પુદ્ગલ પરમાણુઓમાં વર્ણાદિનું પરિણામ પામવાનો ગુણ સ્વાભાવિક છે. વર્ણાદિનું વિસ્રસા કે મિશ્ર પરિણમન થાય તો તે પરિણામમાં કર્મને કારણરૂપ માની શકાતું નથી. પરંતુ જીવે ગ્રહણ કરેલા શરીરાદિના સ્કંધોમાં વર્ણાદિનો જે પરિણામ થાય છે, તે પ્રત્યેક જીવની જુદી જુદી પરિસ્થિતિ અને સંજોગો પ્રમાણે વિચિત્ર વિચિત્ર જાતનો થાય છે. એટલે જીવના આ પ્રયોગ પરિણામમાં જીવના કર્મને જ કારણ માનવું જોઈએ. આ કર્મ તે જીવે પ્રાપ્ત કરેલા શારીરિક સ્કંધોમાં ઉત્પન્ન થતા વર્ણાદિ પ્રયોગ પરિણામનું નિયામક છે. આ રીતે હવે પછી કહેવાતા શરીરના અગુરૂલઘુપણાના પરિણમન અંગે પણ સમજવું.

પુદ્ગલ પરમાણુ અને સ્કંધોના સંઘાત, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, સંસ્થાન વિગેરે અનંત પરિણામો હોય છે. તે દરેક પરિણામોમાં ઘણી ઘણી વિચિત્રતાઓ છે. સર્વ અવાંતર પરિણામોના મૂળતત્ત્વરૂપ એક અગુરૂલઘુ નામનો વ્યાપક પરિણામ પણ હોય છે. તેનું નામ અગુરૂલઘુ પર્યાય પરિણામ કહેવાય છે. જીવોનું શરીર પુદ્ગલ પરમાણુઓનું બને છે. જેથી જીવે ગ્રહણ કરેલ શરીરાદિના સ્કંધોમાં પણ "અગુરૂલઘુ" પર્યાયનું પરિણામ થાય છે. શરીરના સ્કંધોમાં આ

પરિણામ પ્રત્યેક જીવની જુદી જુદી પરિસ્થિતિ અને સંયોગો પ્રમાણે વિચિત્ર વિચિત્ર જાતનો હોય છે. અને એ વિચિત્રતામાં કર્મ જ કારણ છે. કયા જીવના શરીરમાં કઈ જાતના અગુરૂ લઘુ પર્યાયનો કઈ જાતનો પરિણામ થાય તેને "અગુરૂ લઘુ નામકર્મ" જીવવાર નક્કી કરી આપે છે. એટલે શરીરમાં ઉત્પન્ન થતા અગુરૂલઘુ પ્રયોગ પરિણામનું નિયામક તે "અગુરૂ લઘુ નામકર્મ" છે. જીવોનું સંપૂર્ણ શરીર લોઢા જેવું ભારે ન થાય, તેમ રૂ જેવું હલકું ન થાય. એવી અગુરૂલઘુ પર્યાયવાળી તે શરીરની રચના આ કર્મથી થાય છે. સ્પર્શ નામકર્મમાં ગુરૂ અને લઘુ એ બે સ્પર્શ કહ્યો છે. તે શરીરના અમુક અમુક અવયવમાં જ પોતાની શક્તિ બતાવે છે. તે બેનો વિપાક આખા શરીરાશ્રિત નથી. જ્યારે આ અગુરૂલઘુ નામકર્મનો વિપાક સંપૂર્ણ શરીરાશ્રિત છે.

શરીરની રચનામાં એક એવો પણ પરિણામ પ્રગટ થાય છે કે તે પરિણામવાળા શરીરધારી ઓજસ્વી-પ્રતાપી આત્મા, પોતાના દર્શનમાત્રથી તેમજ વાણીની પટુતાવડે મોટી સભામાં જવા છતાં પણ તે સભાના સભ્યોને ક્ષોભ પેદા કરે, સામા પક્ષની પ્રતિભાને દબાવી દે, બુદ્ધિશાળીઓને પણ આંજી નાખે, સામાને આકર્ષી લે, અને સામેની વ્યક્તિ ગમે તેટલી બળવાન હોય તો પણ આ પરિણામવાળા શરીરધારી આત્માથી દબાઈ જાય છે. પ્રત્યેક જીવની પરિસ્થિતિ પ્રમાણે ઓછાવત્તા પ્રમાણમાં આ પરિણામ દ્વારા આત્મામાં

ઉત્પન્ન થતી શક્તિ તે પરાઘાત શક્તિ, કહેવાય છે અને તે શક્તિ ઉત્પન્ન કરનાર જે કર્મ તે "પરાઘાત નામકર્મ" છે.

સામેની વ્યક્તિ કરતાં પોતામાં પરાઘાત શક્તિ વિશેષ પ્રમાણમાં હોવાના અંગે કેટલાક ઉત્સૂત્ર પ્રરૂપકો—નિહ્નવો—મિથ્યાવાદિઓની પણ અસત્ પ્રરૂપણાની અસર અનેક આત્માઓ પર તુરત પડી જાય છે, અને તેથી તેવાઓના અનુયાયી વર્ગની સંખ્યા વિશેષપણે વૃદ્ધિ પામવાથી કેટલાક ભદ્રિક આત્માઓના હૃદયમાં આશ્ચર્ય પેદા થાય છે કે આવા પ્રરૂપકોની પ્રરૂપણા અસત્ હોય તો અનુયાયી વર્ગ કેમ વૃદ્ધિ પામે? એવી મિથ્યા શંકા આ પરાઘાત નામકર્મનું સ્વરૂપ સમજનારના હૃદયમાં કદાપી ઉપસ્થિત થતી નથી.

પરાઘાત કર્મરૂપ પુણ્ય પ્રકૃતિના યોગે આજે અસત્ પ્રરૂપકો ભલે ફાવી જતા હોય, પરંતુ તે પુણ્ય ખલાસ થઈ ગયા બાદ મિથ્યા પ્રરૂપણા કરવાથી બંધાયેલ ઘોર કર્મની વિટંબનાઓ તો એમને અવશ્ય ભોગવવી પડશે. આ પરાઘાત શક્તિથી વિપરીત, ઉપઘાત નામે પરિણામ પણ કેટલાક પ્રાણીયોના શરીરમાં ઉત્પન્ન થાય છે. કેટલાક પ્રાણીઓના શરીરમાં જરૂરી અંગોપાંગ સિવાય વધુ પડતાં અંગોપાંગો આપણે જોઈએ છીએ. જેમકે શરીરની અંદર પ્રતિજિહ્વા એટલે જીભ ઉપર થયેલી બીજી જીભ, ગલવૃંદક એટલે રસોળી, ચોર દાંત એટલે દાંતની પાસે ધારવાળા નીકળેલા બીજા દાંત, હાથ પગોમાં છઠ્ઠી આંગળી, એ વિગેરે, શરીરમાં કાયમી હરકત કરનારાં આવાં વિચિત્ર જાતિનાં અંગોપાંગ રૂપ ઉપ-

ઘાતજનક પ્રયોગ પરિણામની ઉત્પત્તિ થવાથી જીવ પોતાના જ અવયવોવડે હણાય છે, દુઃખી થાય છે. કારણ કે ઉપરોક્ત પ્રતિજિહ્વા વગેરે જીવને ઉપઘાત કરનારા જ થાય છે. આવા ઉપઘાતજનક પ્રયોગ પરિણામ ઉત્પન્ન કરનારૂં કર્મ, તે 'ઉપઘાત **નામકર્મ** છે.

વળી અમુક જીવોના શરીરમાં "આતપ" નામે એક એવો પરિણામ ઉત્પન્ન થાય છે કે—તેને આપણે સ્પર્શ કરીએ તો ઠંડુ લાગે, પરંતુ તેમાંથી બહાર પડતાં કિરણો દૂર દૂર ગરમ લાગે, અને બીજી વસ્તુને પણ ગરમ કરી દે. જેનો સ્પર્શ ગરમ હોય તેનો પ્રકાશ તો ગરમ હોય (અગ્નિની માફક) તે સ્વાભાવિક છે. પણ આ આતપ નામે પરિણામમાં તો ખૂબી એ છે કે-તે પરિણામ પામેલા શરીરનો સ્પર્શ-શીત, અને પ્રકાશ ઉષ્ણ છે. આવો પરિણામ જગતના બીજા કોઈ પ્રાણીઓના શરીરમાં નહિ હોતાં, માત્ર સૂર્યના વિમાનની નીચે રહેલા બાદર પૃથ્વીકાયના જીવોને જ હોય છે. સૂર્યનું બિંબ જે આપણે જોઈએ છીએ, તે એક જાતની પાર્થિવ રચના છે. જેમ સોનું, લોઢું વિગેરે.

અને તેમાં સૂર્ય નામની દેવજાતિ રહે છે. પરંતુ એ પાર્થિવ બિંબમાં પૃથ્વીકાય જીવો ઉત્પન્ન થાય છે. અર્થાત્ એ બિંબ અસંખ્ય પાર્થિવ જીવોના શરીરોના સમૂહરૂપ હોય છે. તેમાં મૂળ સ્થાને ગરમી નથી પણ દૂર દૂર વધારે ને વધારે ગરમી હોય છે. જો કે આ એક વિચિત્ર હકીકત છે, પણ તે ખાસ જાણવા જેવી છે. સૂર્યનો તાપ આપણને

ઉષ્ણ લાગે છે, પણ શાસ્ત્રકારો આપણને સમજાવે છે કે-સૂર્ય પોતે એટલો ગરમ નથી. આવો આતપ પરિણામ જીવોના શરીરમાં ઉત્પન્ન કરનાર કર્મ, **આતપ નામકર્મ** નામે ઓળખાય છે.

હવે આપણે કેટલાંક પ્રાણીઓનાં શરીરો ચમકતાં જોઇએ છીએ. તે ચળકાટ ગરમી પેદા નહિ કરતાં ઠંડક પેદા કરે છે. આવા ઉદ્યોત-કાંતિપ્રભા નામના પ્રયોગ પરિણામનું પ્રેરક તે **ઉદ્યોત નામકર્મ** છે.

આવો શીત પ્રકાશરૂપ ઉદ્યોત(ચળકાટ) લબ્ધિવંત મુનિ મહાત્માઓના તથા દેવતાના ઉત્તર વૈક્રિય શરીરમાં, ચંદ્ર-ગ્રહ-નક્ષત્ર અને તારાના વિમાનની નીચે રહેલા પૃથ્વીકાયના શરીરમાં, તેમજ કેટલીક વનસ્પતિ વગેરેમાં પણ હોય છે. આ ઉદ્યોતનો સ્પર્શ અને પ્રકાશ બન્ને શીત હોય છે. ખજૂઆ ( ચૌરેંદ્રિય જીવ ), મણિ, રત્નાદિકમાં પણ અવા પ્રકારનો ઉદ્યોત છે.

શરીરમાં અમુક અવયવો સ્થિર જોઇએ અને અમુક અવયવો અસ્થિર પણ જોઇએ. આખું શરીર સ્થિર કે આખું શરીર અસ્થિર હોય તો પણ કામ કરી શકે નહિં. અથવા તો જે અવયવો સ્થિર જોઇએ તે અસ્થિર હોય, અને જે અસ્થિર જોઈએ તે સ્થિર હોય તો પણ કામ કરી શકે નહિ. જેમ અંગોપાંગની રચના શરીરના અમુક સ્થાનને લક્ષીને જ થાય છે; તેમ અવયવોની સ્થિરતા અને અસ્થિરતા પણ તે તે અવયવોને અનુલક્ષીને જ થાય છે. જેમ વાળવાં હોય તેમ

વળે તેવાં અવયવો અસ્થિર કહેવાય છે અને જેમાં સ્થિરતા–નક્કરપણું હોય તે સ્થિર કહેવાય છે. હાડકાં–દાંત વગેરે સ્થિર જ જોઈએ, અને હાથ, પગ, આંખ, જીહ્વા વગેરે અસ્થિર જોઈએ, અવયવોમાં આવો સ્થિરતા અને અસ્થિરતા રૂપ પરિણામ ઉત્પન્ન કરનાર તે અનુક્રમે સ્થિર નામકર્મ અને અસ્થિર નામકર્મ છે.

અંગોપાંગની રચનારૂપ પરિણામનું નિયામક અંગોપાંગ નામકર્મ આગળ દર્શાવ્યું છે. પરંતુ તે અંગોપાંગમાં કેટલાંક અવયવો, જેવાં કે હાથ, મસ્તક વિગેરે મનુષ્યાદિકના શરીરની નાભિથી ઉપલા ભાગનાં અવયવો શુભ ગણાય છે. અને પગ વગેરે શરીરના નીચેના ભાગનાં અવયવો અશુભ ગણાય. છે. જે અવયવોનો સ્પર્શ અને દૃશ્ય અન્યને રૂચિકર લાગે તે અવયવો શુભ છે, અને અન્યને અરૂચિકર લાગે તે અશુભ છે. કોઈને પગ અડકે છે તો અરૂચિકર લાગે છે, અને મસ્તક કે હાથ અડકે છે, તે રૂચિકર લાગે છે. વડીલ કે પૂજ્ય ગણાતી વ્યક્તિનો સત્કાર, શુભ ગણાતાં અવયવોના સ્પર્શ કરવા વડે જ ગણાય છે. તેમના ચરણમાં શિર ઝૂકાવાય, બે હાથ જોડવાવડે નમસ્કાર કરાય, તે સત્કારપાત્ર ગણાય છે. આ પ્રમાણે રૂચિ અને અરૂચિપણું પેદા કરવાના હિસાબે જ તે અવયવોમાં શુભાશુભપણું છે. કેટલીક વખત મોહની ઉત્કટતાને લીધે અન્યનાં અશુભ કહેવાતા અંગોનો સ્પર્શ પણ કેટલાકને ગમે, તો તેમાં શુભતા ન ગણતાં, સ્પર્શ અનુભવનાર વ્યક્તિની મોહની ઉત્કૃટતા જ સમજવી.

સંત પુરૂષોનો ચરણસ્પર્શ તે ભક્તિના લીધે સમજવો. અહિ તો વસ્તુસ્થિતિનો વિચાર થાય છે, માટે મોહની ઉત્કટતાને લીધે કે ભક્તિને લીધે થતા સ્પર્શથી ઉપર મુજબ કહેલા શુભાશુભપણાના લક્ષણમાં દોષ સમજવો નહિ. અવયવોમાં આ પ્રમાણે શુભાશુભપણાનાં પ્રેરક તે અનુક્રમે શુભ અને અશુભ નામકર્મ છે. આ બન્ને કર્મો તે અવયવોને સારાં નરસાં ગણાવે છે. આમાં કંઈપણ પુદ્‌ગલનું પરિણામ નથી. પરંતુ અંગોપાંગ નામકર્મ દ્વારા પરિણત અંગોપાંગોમાં શુભાશુભપણું ગણાતું હોવાથી અંગોપાંગ નામકર્મની માફક આ બન્ને (શુભ–અશુભ નામકર્મ) પ્રકૃતિઓને પણ પુદ્‌ગલ વિપાકી કહેવાય છે.

દરેક જીવ ઉત્પન્ન થતાંની સાથે જ શરીર નામ કર્મના ઉદયે સ્વશરીર યોગ્ય શરીર વર્ગણાનાં પુદ્‌ગલોનું ગ્રહણ અને ઉપર જણાવેલ અન્ય પુદ્‌ગલ વિપાકી કર્મ પ્રકૃતિઓ વડે પરિણમન કરવા દ્વારા પોતપોતાનું સ્વતંત્ર એક શરીર તૈયાર કરે છે. આવી રીતે જે કર્મના ઉદયે એક એક જીવને ભિન્ન-ભિન્ન શરીર પ્રાપ્ત થાય તે કર્મને "**પ્રત્યેક નામ કર્મ**" કહેવાય છે. પરંતુ પ્રત્યેક નામ કર્મથી વિપરીત એક "**સાધારણ નામ કર્મ**" નામે એવું કર્મ છે, કે તે કર્મ દ્વારા અનંતા જીવો વચ્ચે માત્ર એક જ શરીરની નિષ્પત્તિ થાય છે.

આ સાધારણ નામ કર્મના ઉદયવાળા અનંતા જીવો, તથા–પ્રકારના કર્મોદયના સામર્થ્યથી એક સાથે જ ઉત્પત્તિ સ્થાનને પ્રાપ્ત થાય છે, અને એક સાથે જ તેઓના શરીરની નિષ્પત્તિ

થાય છે. આ શરીરમાં ઉત્પન્ન થતા જીવોમાં એકનો જે આહાર, તે, તે શરીરમાં ઉત્પન્ન થયેલા બીજા અનંતાનો અને અનંતાનો જે આહાર તે વિવક્ષિત એક જીવનો હોય છે.

શરીરને લગતી સઘળી ક્રિયા જે એક જીવની તે અનંતાની, અને અનંતાની જે ક્રિયા તે એક જીવની, એ પ્રમાણે સમાન જ હોય છે. આહાર, શ્વાસોશ્વાસ યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ એ વગેરે શરીરને લગતી ક્રિયા અંગે પણ એ પ્રમાણે જ સમજવું. આમાં એક એ સમજવું જરૂરી છે કે, આ જીવોમાં શરીરને લગતી સઘળી ક્રિયા સમાન હોય છે, પરંતુ કર્મનો બંધ, ઉદય, આયુનું પ્રમાણ એ કંઈ સઘળા સાથે ઉત્પન્ન થયેલાને સરખા હોય છે એમ નથી. સરખાયે હોય અને ઓછાવત્તા પણ હોય છે. એટલે સાધારણ નામ કર્મ તો એક શરીરમાં અનંતા જીવોને રહેવાની ફરજ પાડે છે. અનંતા જીવો વચ્ચે આ હિસાબે એક શરીર હોઈ શકે, બાકી એક જીવને માટે ઘણાં શરીર હોય તેવું કદાપિ બનતું નથી. કોઈ કોઈ વખતે પેપરો દ્વારા બે શરીર સાથે જોડાઈ જન્મ પામેલ બાળકોનું આપણે સાંભળીયે છીયે, તેમાં સંપૂર્ણ-પણે બે શરીર હોતાં નથી. અમુક અવયવો જ ડબલ હોય છે. પણ તે તો ઉપઘાત, વિકાર કહેવાય છે. આવા અવયવોની નિષ્પત્તિ તો પ્રથમ કહેવાઈ ગયેલા “ ઉપઘાત નામ કર્મ ” ના યોગે જ થાય છે.

મનુષ્ય, દેવ, નારક, તિર્યંચ પંચેન્દ્રિય, બેઇન્દ્રિય, તે-ઇન્દ્રિય, ચૌરિન્દ્રય, પૃથ્વી, અપ, તેઉ, વાઉ, પ્રત્યેક વનસ્પતિ,

એ સર્વે જીવો પ્રત્યેક નામ કર્મના ઉદયે પ્રત્યેક શરીરી જીવો છે. અને સૂક્ષ્મ નિગોદ તથા બાદર નિગોદ (બટાટા–શકરિયા વિગેરે) ના જીવો સાધારણ નામ કર્મના ઉદયે સાધારણ શરીરી હોય છે.

હવે અહીં સહેજે વિચાર ઉદ્ભવે છે કે–એક શરીરમાં અનન્ત જીવોનો સમાવેશ શી રીતે થઈ શકે ? તેનું સમાધાન એ છે કે-એક પદાર્થમાં બીજા પદાર્થને રહેવાની બે રીત સ્પષ્ટ દેખાય છે. (૧) અપ્રવેશ રીતિ અને (૨) પ્રવેશ રીતિ. એક પદાર્થ અન્ય પદાર્થને કેવળ સ્પર્શ કરીને ભિન્નપણે રહે તે અપ્રવેશ રીતિ. જેમ એક મોટી ડબ્બીમાં તેનાથી નાની ડબ્બી રાખી હોય તો મોટી ડબ્બીને કેવળ સ્પર્શ કરીને ભિન્નપણે રહે છે, તે અપ્રવેશ રીતિ છે.

એક પદાર્થ અન્ય પદાર્થમાં માત્ર સ્પર્શીને ભિન્નપણે ન રહેતાં સંક્રમીને રહે, તે પ્રવેશ રીતિ અથવા સંક્રાન્ત રીતિ કહેવાય છે. જેમ લોખંડના ગોળામાં અગ્નિ, એક દીપકના તેજમાં બીજા દીપકનું તેજ, ઈત્યાદિનું અવગાહન તે પ્રવેશ રીતિ અથવા સંક્રાંત રીતિ કહેવાય છે. ક્ષેત્રમાં ક્ષેત્રી, એટલે આકાશમાં ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોનો અવગાહ પણ સંક્રાન્તાવગાહ છે.

પુદ્ગલમાં પુદ્ગલનો અવગાહ સંક્રાન્ત (પ્રવેશ રીતિ) અને અસંક્રાન્ત ( અપ્રવેશ રીતિ) એમ બન્ને પ્રકારનો હોય છે. અસંક્રાન્ત ( અપ્રવેશ રીત ) તો મોટી ડબ્બીમાં નાની ડબ્બી રહી શકે, એ દૃષ્ટાંતથી સમજી શકાય તેવી વસ્તુ છે.

અને સંક્રાન્ત અવગાહના અંગે એક દીપકના તેજમાં બીજા દીપકનું તેજ પ્રવેશતું આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ.

પુદ્ગલોમાં પુદ્ગલો પરસ્પર સર્વાંશે પ્રવેશ કરીને રહી શકે છે, એ વસ્તુ અતિ સ્પષ્ટપણે સમજાવતાં શાસ્ત્રકારો કહે છે કે–એક પરમાણુમાં બીજો પરમાણુ, તેમાં ત્રીજા પરમાણુ, તેમાં જ ચોથો, પાંચમો, સંખ્યાત, યાવત્ અનન્ત પરમાણુઓ, તે એક વિવક્ષિત પરમાણુમાં પ્રવેશ કરી શકે છે. અને તેથી જ અનન્ત પ્રદેશી સ્કંધોની પણ એક આકાશ પ્રદેશ જેટલી અવગાહના સિદ્ધ થઈ શકે છે.

શ્રી લોકપ્રકાશ તથા શ્રી ભગવતી સૂત્રના ૧૩મા શતકના ચોથા ઉદ્દેશાની વૃત્તિમાં સ્પષ્ટ જણાવે છે કે–ઔષધિના સામર્થ્યથી એક કર્ષ ( તોલા ) પારામાં ૧૦૦ કર્ષ ( તોલા ) સોનું પ્રવેશ કરે છે, છતાં તે એક કર્ષ પારો વજનમાં વધતો નથી. વળી ઔષધિના સામર્થ્યથી ૧૦૦ કર્ષ સોનું અને એક કર્ષ પારો બન્ને જુદાં પણ પાડી શકાય છે. આ પ્રમાણે રૂપી પદાર્થો પણ એક બીજામાં પ્રવેશ કરીને રહી શકે છે, તો નિગોદ અથવા બટાટા વિગેરે કંદમૂળમાં અરૂપી એવા અનંતા જીવો પોતપોતાની જુદી અવગાહના નહિ રોકતાં, એક જ અવગાહનામાં સર્વે પરસ્પર એકબીજામાં સંક્રમીને (પ્રવેશ કરીને) રહી શકે તેમાં કંઈ આશ્ચર્ય નથી. કારણ કે દ્રવ્યોના પરિણામસ્વભાવ વિચિત્ર હોય છે.

હવે પુદ્ગલમાં પદ્ગલનો અવગાહ તો સંક્રાંત અને અસંક્રાંત એમ બન્ને પ્રકારનો હોય છે. પરંતુ પુદ્ગલમાં

આત્માનો અર્થાત્ શરીરમાં આત્માનો અને એક જીવમાં બીજા જીવોનો અવગાહ તો સંક્રાન્ત જ હોય છે. અને તેથી જ શરીરમાં રહેલો આત્મા ક્યાંય ભિન્ન દેખાતો નથી.

નિગોદ–શરીરમાં એક જીવ સંક્રાન્ત અવગાહે એટલે પરસ્પર તાદાત્મ્ય પણે રહેલો હોય છે. તેમ બીજો જીવ પણ તેમાં સંક્રમીને રહેલો હોય છે. તેવી રીતે ત્રીજો જીવ, તેવી જ રીતે ચોથો જીવ, એમ યાવત્ સંખ્યાત જીવ, અસંખ્યાત જીવ, અને અનન્ત જીવો પણ પરસ્પર એક બીજામાં પ્રવેશ કરી સંક્રમીને રહે છે. જેથી એક શરીરમાં જુદે જુદે સ્થાને અથવા જુદો જુદો અવગાહ રોકીને રહેલા હોય એમ નથી. પરંતુ સર્વે જીવો એક જ શરીરમાં સરખી અવગાહનાએ પરસ્પર પ્રવેશ કરીને રહેલા હોય છે. દેદીપ્યમાન એક દીપકના પ્રકાશ વડે જેમ જેમ ઓરડાનો મધ્યભાગ પૂરાય છે, તેમ તેમ ઓરડામાં બીજા સેંકડો દીપકનો પ્રકાશ પણ સમાઈ જાય છે. આ દૃષ્ટાન્તથી એક શરીરમાં અનન્ત જીવોની પરસ્પર પ્રવેશ કરીને રહેવાની હકીકત અતિ સરલપણે સમજી શકાય છે. આવું અનંત જીવો વચ્ચે તૈયાર થયેલું એક શરીર તે સાધારણ ( સહિયારૂં ) શરીર કહેવાય છે. અને તે અનંત જીવોના સાધારણ નામ કર્મના ઉદયે આવા સાધારણ ( સહિયારા ) શરીરની પ્રાપ્તિ તે અનંતા જીવો વચ્ચે થાય છે. આ સાધારણ શરીરધારી જીવોને નિગોદ, અનંતકાય કે સાધારણ વનસ્પતિકાય કહેવાય છે.

માત્ર એક જ શરીરની રચનામાં અનંતા જીવોની પુદ્-

ગલ વિપાકી કર્મ પ્રકૃતિઓ કામ કરતી હોઈ, કહેવું પડશે કે અનંતકાયનું શરીર એ અનંતા ભાગીદારની એક પેઢી જેવું છે. દુનિયાની બીજી ભાગીદારી કરતાં આ ભાગીદારી અતિ આશ્ચર્યકારી છે. જે શરીરમાં એક ભાગીદાર રહેતો હોય, તે જ શરીરમાં બીજા ભાગીદારોએ પણ રહેવું જોઇએ. શ્વાસ પણ બધાએ સાથે લેવો, આહાર પણ બધાએ સાથે લેવો, એકલાથી ન શ્વાસ લેવાય કે ન આહાર લેવાય, આહાર, શરીર, ઇન્દ્રિયો, શ્વાસોશ્વાસ આ સઘળામાં અનંતા જીવોની ભાગીદારી. એવી ભાગીદારી અનંતા જીવો વચ્ચે એક શરીર બનાવી અનંતકાયમાં આત્મા સ્વીકારે છે. એવી ભાગીદારી પાંચ પચીસ વર્ષોની નહિ, પરંતુ અનંતકાળની રહે છે. આ ભાગીદારીમાંથી થતો છુટકારો પુરૂષાર્થથી કે બળથી નહિ થતાં, ભવિતવ્યતાના યોગે જ થાય છે. આવું ભાગીદારીનું સ્થાન તો ફક્ત સર્વજ્ઞ ભગવંતોએ જ પોતાના કેવલજ્ઞાનથી જોઈ, જગતના પ્રાણીઓને તેવી ભયંકર ભાગીદારીમાંથી બચી જવા દર્શાવ્યું છે.

સંસારી પ્રાણીઓની શરીર રચના કેવી રીતે થાય છે? તે રચના કોણ કરે છે? શાથી કરે છે? તે સઘળી હકીકત, પુદ્ગલવિપાકી કર્મપ્રકૃતિઓનું સ્વરૂપ નહિ સમજનાર વ્યક્તિને, શરીર રચનાની હકીકતનો સાચો ખ્યાલ કદાપી થતો નથી. આ અંગેની સુંદર અને સ્પષ્ટ હકીકત માત્ર જૈન-દર્શનમાં જ જાણવા મળે છે. "સુખ દુઃખમાં કર્મ જ કારણભૂત છે" આટલા ટૂંકે ખ્યાલ માત્રથી જ કર્મ પ્રત્યે શ્રદ્ધા ધરા-

વનાર દર્શનો શરીર રચનાનો સાચો ખ્યાલ પેદા કરી શક્યાં નથી. એટલે કોઇએ શરીર રચનાની જવાબદારી ઈશ્વર ઉપર નાંખી, તો કોઈએ પંચભૂતોનું પુતળું પંચભૂતોમાંથી જ પેદા થાય છે, એમ કહી સંતોષવૃત્તિ સ્વીકારી.

## શરીર રચનામાં ઉપયોગી ઔદારિકાદિ પુદ્ગલ વર્ગણાની સૂક્ષ્મતા

જે અણુસમૂહમાંથી શરીર તૈયાર થાય છે, તે અણુસમૂહ એટલો સૂક્ષ્મ છે કે–આપણે જોઈ શકીએ તેમ નથી. એટમ-બોંબ કે હાઇડ્રોજન બોંબનું કાર્ય આપણે જોઈ શકીએ છીએ. પરંતુ તે અણુઓને પ્રત્યક્ષ આપણે જોઈ શકતા નથી. તેમ છતાં તે અણુસમૂહનું અસ્તિત્વ આપણે સ્વીકારીએ છીએ. તો જે અણુમાંથી બોંબ તૈયાર થાય છે, એ અણુ કરતાં, શરીર તૈયાર થવામાં ઉપયોગી અણુઓ અતિ સૂક્ષ્મ છે, તેને પૃથક્ પૃથક્ રૂપે આપણી ચર્મચક્ષુથી કેવી રીતે જોઈ શકાય? તેમ છતાં આજના પરમાણુની ગણત્રીના યુગમાં તો આવા સૂક્ષ્મ અણુઓની હકીકત પણ બુદ્ધિમાં ઉતરી શકે તેવી છે, માટે તેના અસ્તિત્વ અંગે કોઈથી ના પાડી શકાય તેમ નથી.

પુદ્ગલના અવિભાજ્ય ભાગને પરમાણુ કહેવામાં આવે છે. તેવા અવિભાજ્ય ભાગ રૂપ અણુને આજના વૈજ્ઞાનિકોએ માન્યો છે, પરંતુ તેવા અણુને પ્રાપ્ત કરી શક્યા નથી. હાલ એટમ તરીકે કહેવાતા ભાગને પ્રથમ અવિભાજ્ય ભાગ માનવામાં આવતો હતો. પરંતુ જેમ જેમ હાલનું વિજ્ઞાન આગળ વધતું ગયું, તેમ તેમ હાલના એટમને અવિભાજ્ય

ભાગ માનવામાં તેમની ભૂલ સમજાઈ. સને ૧૯૦૩ માં Modern views on matter નામનું પુસ્તક પ્રસિદ્ધ થયેલ છે, તેના પાના ૧૨-૧૩ની હકીકતથી વિજ્ઞાન સૃષ્ટિમાં ભારે ખળભળાટ થયો છે. તે કહે છે કે–અત્યાર સુધી Atoms અવિભાજ્ય માનવામાં ભૂલ થયેલ છે. જે હાઇડ્રોજન વગેરેના અણુઓ, મૂળ તેમજ અવિભાજ્ય મનાતા હતા, તે દરેક અસંખ્ય સૂક્ષ્મ અણુઓની સમષ્ટિરૂપ, સ્થૂલ અણુરૂપે સાબિત થાય છે. આ સ્થૂલ અણુરૂપ Atoms પણ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતા નથી, તો સૂક્ષ્મ અણુરૂપ ઔદારિક પુદ્ગલ વર્ગણાઓ કેવી રીતે દૃષ્ટિગોચર થાય ?

અણુ–અણુથી બનેલા સ્થૂલ અણુઓ પણ આપણી દૃષ્ટિથી કે વૈજ્ઞાનિક દૃષ્ટિથી કેટલી સૂક્ષ્મતાવાળા દેખાય છે. તે માટે આજના વૈજ્ઞાનિકો કહે છે કે–એક ઇંચ સોનાના વરખમાં ૨૮૨૦૦૦ થર સમાય છે. ચાર માપ માપવાળી કરોળિયાની જાળનો તાર ૪૦૦ માઈલ લંબાય છે. અર્ધ આંગળી પ્રમાણ ઘન જગ્યામાં ૨૧૦૦૦૦૦૦ ૦૦૦૦૦૦૦૦૦૦૦૦ અણુ દેખાય છે. ન પકડી શકાય અને અદૃશ્ય બની રહેલા કણો (અણુ) ની પણ તસ્વીર લેવાનું યંત્ર અમેરિકાની પેન્સિલેવેનિયા યુનિવર્સિટીના પદાર્થ વિજ્ઞાનના પ્રાધ્યાપક ડો. મુલરે પોતાના ૧૯ વર્ષના સંશોધન પછી બતાવ્યું છે. તે યંત્ર ફીલ્ડ આયોન માઈક્રોસ્કોપ છે. તસ્વીર લેવા માટે એક ટાંકણીની સૂક્ષ્મ અણી કરતાં પણ હજારગુણી સૂક્ષ્મ ટંગસ્ટન તારની અણી ઉપર રહેલાં અણુઓને માઈક્રોસ્કોપમાં નાંખવામાં આવેલાં. તેની

અંદરનું ઉષ્ણુતામાન પ્રવાહી નાઇટ્રોજનથી શૂન્ય કરતાં ૩૦૦ અંશ નીચે ઉતારવામાં આવ્યું. આવશ્યક આયોન બનાવવા માટે હેલિયમ વાયુનો ઉપયોગ કરી અણુઆચ્છાદિત ટંગ-સ્ટનની અણીએ એક ફલુઓરેસન્ટ પડદા ઉપર અત્યંત મોટું ચિત્ર પાડ્યું.

પછી એક ખાસ પ્રકારના કેમેરાથી એ પડદાની તસ્વીર લેવામાં આવતાં, ટંગસ્ટન તારની અણીપર રહેલા સૂક્ષ્મકણોની મોતી જેવી માળાઓ તે તસ્વીરમાં જોવામાં આવી. તે તસ્વી-રમાં ઝડપાયેલો વિસ્તાર એક ઈંચના દસ લાખમા ભાગ જેટલો થયો. તેને સાઠાસત્તાવીશ લાખ મોટો કરીને સર્વને બતાવવામાં આવ્યો. ત્યારે તે સ્પષ્ટપણે બતાવી શકાયો. આ ઉપરથી સમજી શકાશે કે–હાલ કહેવાતા અણુનું (એટમનું) પ્રમાણુ પણ કેટલું બારિક છે, કે જેને લાખો ગણો મોટો કરી બતાવવાથી જ તેનું દશ્ય દર્શાવી શકાય છે. છતાં તે બારીક અણુ ( એટમ )ને પણ વૈજ્ઞાનિકોએ અસંખ્ય સૂક્ષ્મ અણુઓની સમષ્ટિરૂપ સ્થૂલ અણુ કહ્યો છે તે કલ્પી લ્યો કે–તે સ્થૂલ અણુમાં સંયોજિત થયેલ સૂક્ષ્મ અણુઓ પૈકી પ્રત્યેક સૂક્ષ્મ અણુનું પ્રમાણુ કેટલું બારિક હશે ? સૂક્ષ્મ અણુઓનું નામ અંગ્રેજીમાં Eloctron વિદ્યુદણુ છે. સર ઓલીવર લોજ કહે છે કે–પ્રતીત થતી સર્વે વસ્તુઓનું ઉપાદાન કારણુ વિદ્યુતૂકણો જ છે.

તેની સૂક્ષ્મતા માટે પાશ્ચાત્ય વિદ્વાનો કહે છે કે " હાઇડ્રોજનના એક જ શુદ્ધ અણુમાં ૧૬૦૦૦ વિદ્યુતકણો

છે. સર ઓલીવર લોજ કહે છે કે–આવી રીતે સંગાથે-રહેલા વિદ્યુદણુઓમાં પણ પરસ્પર બહુ આંતરૂં છે. એટલે એક નિરંશ અણુમાં જે વિશાળ સંખ્યાવાળા વિદ્યુદણુઓ છે, તે પણ એક બીજાના સ્થાનથી છૂટા છૂટા પ્રતીત થાય છે. અર્થાત્–એક રેડિયમ આદિના નિરંશ સમુદાયરૂપે રહેલા સમસ્ત વિદ્યુદણો ગીચોગીચપણે નહિ રહેતાં તેમાં છૂટા છૂટા રહે છે; ઉપરાંત ફાજલ જગ્યા ઘણી વિશાળ રહે છે.

એટલે વિજ્ઞાન સૃષ્ટિમાં એટમ ( અણુ ) કરતાં પણ વિદ્યુદણુને સૂક્ષ્મ બતાવ્યા છે, અને વિદ્યુદણુ કરતાં પણ સૂક્ષ્મ ભાગને સમજાવવા માટે કહે છે કે-વિદ્યુત્કણો પણ કોઈ બીજા સૂક્ષ્મતમ દ્રવ્યોની સમષ્ટિરૂપે હોય તો કેમ ના કહી શકાય ? એ રીતે અણુ કરતાં પણ સૂક્ષ્મ વિદ્યુત્કણ, અને તેથી પણ વધુ સૂક્ષ્મતર પરમાણુનું અસ્તિત્વ આધુનિક વિજ્ઞાન દ્વારા પણ સાબિત થઈ ચૂક્યું છે. તો જે પરમા-ણુઓનું શરીર બને છે, તે ઔદારિક વર્ગણાના પુદ્ગલોનું પણ સૂક્ષ્મતરપણું સાબિત થાય છે. જો કે હાલના વિજ્ઞાની-ઓની દૃષ્ટિએ પદાર્થનું સૂક્ષ્મતરપણુ પણ મર્યાદિત છે. પરંતુ અનંતજ્ઞાનીઓ ( સર્વજ્ઞ દેવો ) ની દૃષ્ટિએ દેખાતું સૂક્ષ્મ-તરપણું તો, વૈજ્ઞાનિકોની દૃષ્ટિએ જણાતા સૂક્ષ્મતરપણા કરતાં કેઈગણું સૂક્ષ્મ છે.

આ તો વસ્તુની સૂક્ષ્મતા બાલજીવોને મગજમાં ઠસા-વવા એટમ આદિના સૂક્ષ્મપણાનું સ્વરૂપ, દૃષ્ટાંત દ્વારા અત્રે સમજાવવામાં આવેલ છે. એટલે જે ઔદારિકાદિ પુદ્ગલ-

વર્ગણાથી શરીર તૈયાર થાય છે, તે પુદ્ગલવર્ગણા એટલી બધી સૂક્ષ્મ છે કે-છદ્મસ્થજીવોની ચર્મચક્ષુથી જોઈ શકાતી નથી. પરંતુ પરિણામ પામી શરીરરૂપે તૈયાર થતાં, તે વર્ગણાઓનું અસ્તિત્વ જરૂર સાબિત થાય છે. ઔદારિકાદિ ( ઔદારિક-વૈક્રિય-આહારક-તૈજસ-કાર્મણ ) વર્ગણાનાં પુદ્ગલોમાં શરીરરૂપે પરિણમવાની યોગ્યતા તો છે જ, પરંતુ તેને પરિણામ પમાડવામાં કાર્મણ વર્ગણાનાં જ પુદ્ગલો નિમિત્તરૂપે બને, ત્યારે જ તે પરિણમી શકે છે. અને તે પણ જીવની સાથે દૂધ પાણીની માફક એકમેક થઈ રહેલ, અને પુદ્ગલવિપાકી કર્મ તરીકે ઓળખાતા, કાર્મણ વર્ગણાનાં પુદ્ગલો જ, આ ઔદારિકાદિ પુદ્ગલોને, શરીરરૂપે પરિણમાવવામાં, નિમિત્ત પામી, ઔદારિકાદિ વર્ગણાના પુદ્ગલોમાંથી સંપૂર્ણ શરીરરૂપે થતું પરિણમન, જીવના પ્રયત્ને જ થાય છે. એટલે શરીર રચના થવામાં ઔદારિકાદિ વર્ગણનાં પુદ્ગલો, તથા પુદ્ગલવિપાકી કર્મ પ્રકૃતિઓ અને જીવનો સ્વપ્રયત્ન, આ ત્રણેનો સંયોગ થાય, ત્યારે જ શરીર બની શકે છે. એ ત્રણેમાંથી એકના પણ અભાવે શરીર બની શકતું નથી.

## ઈશ્વર અવતાર ધારણ કરે નહિ

કર્મથી સર્વથા મુક્ત થઈ મોક્ષ પ્રાપ્ત કરનાર આત્માઓ શરીર રહિત હોય છે. તેમ તેઓ શરીર બનાવતા પણ નથી. સંસારમાં અવતાર લેવાની ઉપાધિથી તેઓ સર્વથા મુક્ત હોય છે. કારણ કે અવતાર લેવામાં શરીર ધારણ કરવું

પડે. શરીર ધારણ કરવામાં ઔદારિકાદિ પુદ્ગલ વર્ગણાનું ગ્રહણ અને પરિણમન જોઈએ. એ ગ્રહણ અને પરિણમનમાં પુદ્ગલવિપાકી કર્મ પ્રકૃતિઓ રૂપ નિમિત્ત જોઈએ. મોક્ષમાં ગયેલ સર્વ આત્માઓ કર્મથી રહિત હોય છે. તેઓએ તો ઈશ્વરપણું પ્રાપ્ત કરી લીધું છે, જેથી કર્મમુક્ત આત્માઓમાં પુદ્ગલવિપાકી કર્મપ્રકૃતિઓ પણ ન હોય. તે કર્મપ્રકૃતિઓ વિના ઔદારિકાદિ પુદ્ગલવર્ગણાનું ગ્રહણ અને પરિણમન પણ ન હોય, તો તે વિના શરીરની રચના પણ કેવી રીતે થાય ? એટલે મુક્ત આત્માઓ પુનઃ કર્મધારણ કરે નહિ, અને તે વિના શરીર ધારણ કરી શકાય નહિ.

શરીર વિના અવતાર પણ હોય નહિ. એટલે કેટલાક કહે છે કે- "ઈશ્વર અવતાર ધારણ કરે છે." આ વાત બંધ બેસતી નથી. જૈન દર્શન તો કહે છે કે—અવતારમાંથી ઈશ્વર બને, પરંતુ ઈશ્વરમાંથી અવતાર ધારણ કરાતો નથી. આત્મા અને કર્મનું સ્વરૂપ સ્પષ્ટ સમજનારને જ આ વાત સમજી શકાશે.

## જગત કર્તા ઈશ્વર નથી.

પોતપોતાના આત્મામાં સત્તારૂપ રહેલ પુદ્ગલ વિપાકી કર્મપ્રકૃતિઓ વડે તે કર્મપ્રકૃતિઓ ધારણ કરનાર આત્મા, પોતાના જ પ્રયત્ને ઔદારિક પુદ્ગલ વર્ગણાઓનું ગ્રહણ અને પરિણમન કરવા દ્વારા પોતાના જ માટે શરીર રચના કરી શકે છે. એટલે જગત કર્તા ઈશ્વર છે, તે પણ આ હકીકતથી અસત્ય ઠરે છે. જગતમાં દશ્યમાન થતી વસ્તુઓ, પ્રાયઃ

સંસારી જીવોએ ધારણ કરેલ શરીરો કે તે જીવોએ ત્યાગેલ શરીરોનું રૂપાંતર છે. અને તેની રચના તે તે શરીરધારી જીવો વડે જ કરાયેલી હોઈ જગતમાત્રની વસ્તુ બનાવવારૂપ જગત્કર્તૃત્વ તરીકે કેટલાક ઇશ્વરને ગણે છે, તે વ્યાજબી નથી. શરીર બનાવવામાં ઇશ્વરનો કે બીજા કોઇનો પ્રયત્ન કે પ્રેરણા નથી જ. પ્રયત્ન માત્ર છે, તે તે શરીરને ધારણ કરેલ જીવનો જ.

## જગતના ઉત્પાદન કે પ્રલયની વાતો મિથ્યા છે.

આ જગત અનાદિકાલીન છે. અનાદિકાલીન એવું આ જગત અનન્તકાલીન પણ છે. આ જગત ક્યારે ય અસ્તિત્વમાં ન હતું, એવું બન્યું પણ નથી, અને ક્યારે ય અસ્તિત્વમાં નહિ હોય, એવું બનવાનું નથી. અનાદિ અનન્ત એવા આ જગતમાં જીવ અને જડ એ બે પ્રકારના મુખ્ય પદાર્થો છે. એથી જગતના એકએક પદાર્થનો કાંતો જીવમાં અને કાંતો જડમાં સમાવેશ થઈ જાય છે. સંસારમાં કોઈ વખત જીવ વિના માત્ર એકલા જડ પદાર્થોનું જ અસ્તિત્વ હોય, એવું બન્યું પણ નથી અને બનવાનું પણ નથી.

જીવની સાથેના જડ એવા કર્મના યોગથી જ સંસાર છે. સંસારમાં રહેલા જીવો શરીરધારીપણે જ રહે છે. સંસારી જીવને શરીર ધારણ કરવું જ પડે. જડ એવા કર્મ પુદ્ગલોનો સંયોગ જ જીવને શરીર ધારણ કરાવી સંસારી પણે રાખે છે. કર્મ પુદ્ગલના સંયોગ વિનાના જીવને શરીર વર્ગણાનાં પુદ્-ગલો વળગી શકતાં નથી. જડના આ સંયોગથી કોઇક જીવો

મુક્ત બની નિરંજન નિરાકાર રૂપ સ્વદશાને પ્રાપ્ત કરે છે. તેમ છતાં જગતમાંથી સર્વ જીવો એ દશાને પ્રાપ્ત કરી લે, અને જગત સર્વથા જીવ વિનાનું બની જાય, એવું તો ક્યારે ય બન્યું પણ નથી, અને બનવાનું પણ નથી. એટલે સંસાર-રૂપી આ કારખાનામાં શરીરરૂપ કાર્ય બનાવવાનો પ્રવાહ તો, સદાને માટે ચાલુ જ હોય છે. એટલે સમગ્ર સંસારી જીવોની અપેક્ષાએ સમગ્ર જગતનો ક્યારે ય પણ પ્રલય થાય, એ માન્યતા જૈનદર્શનકારોને માન્ય નથી. વળી કર્મરહિત જીવો કદાપિ શરીર ધારણ કરે નહિ. જડના બીલકુલ સંયોગ વિનાના જીવને ફરીથી જડનો સંયોગ કરાવવાની કોઇની તાકાત નથી. જે જીવને જડનો સંયોગ હોય, તેને જ બીજી જડ વસ્તુ વળગી શકે. એટલે સમગ્ર જગતના પુનઃ ઉત્પા-દનની વાત પણ મિથ્યા છે. આ રીતે જગતના ઉત્પાદન કે પ્રલયની વાતો અસંભવિત જ છે. આ રીતે પુદ્ગલ વિપાકી કર્મ પ્રકૃતિઓ દ્વારા થતી શરીર રચનાદિનું સ્વરૂપ આપણે વિચાર્યું. બુદ્ધિમાન પુરૂષો આ ઉપરથી સૃષ્ટિ રચનાનું સ્વરૂપ સરલતાથી સમજી શકશે.



# કર્મઅણુવિજ્ઞાન સમજવાની આવશ્યકતા.

"જૈનદર્શનમાં અણુવાદ" નામના આ પુસ્તકમાં પદાર્થના વિવિધ અણુ પૈકી, મુખ્ય વિષય તો "કર્મઅણુ" અંગેનો જ છે. કારણ કે જીવને હેરાન-પરેશાન કરી મૂકનાર તો આત્મા સાથે સંબંધિત બની રહેલાં કર્મ અણુસમૂહો જ છે. જીવને અન્ય અણુની અનુકુળતા તથા પ્રતિકુળતા સર્જનનો આધાર, આ કર્મઅણુસમૂહ જ છે.

આત્મામાં કર્મઅણુઓથી થતી અનર્થતાથી બચવા માટે જ જૈનદર્શનમાં નવ તત્ત્વનું સુંદર આયોજન છે. આ નવ તત્ત્વનું જ્ઞાન જ, માનવમાં માનવતા સર્જે છે.

આધ્યાત્મિક દ્રષ્ટિએ જે કોઈ મહાપુરૂષો થઈ ગયા છે, તે સર્વે આ નવતત્ત્વમાં હેય (ત્યાજ્ય), જ્ઞેય (જાણકારપણુ) અને ઉપાદેય (ગ્રાહ્ય) ના વિવેકી બનવાથી જ થયા છે.

નવતત્ત્વનો મુખ્ય વિષય, ચેતન અને જડપદાર્થ સંબધી જ છે. જડ પદાર્થમાં પણ મુખ્યતા તો કર્મસ્વરૂપ અણુવાદની જ છે.

માનવજીવનને સદાચારી બનાવવાનું કોઇપણ સુશિક્ષણ હોય તો કર્મવાદ જ છે. આજે એ જાતના શિક્ષણ પ્રત્યે ઉપેક્ષાભાવ રાખી કેવળ પેટ ભરવાના કે વિલાસો પોષવાના જ શિક્ષણથી દેશનો ઉદ્ધાર કરવાની આકાંક્ષા સેવનારાઓ માર્ગ ભૂલી ગયા છે. માટે કર્મઅણુ સ્વરૂપને સારી રીતે સમજી જીવન સુસંસ્કારી બનાવવા માટે દરેક આસ્તિક દર્શનકારોએ આવિષ્કારિત કર્મવિજ્ઞાન સાથે સાથે શ્રી જૈનદર્શનકથિત કર્મવિજ્ઞાનના અભ્યાસને જીવનમાં ઉતારવો જોઇએ.

સમાપ્ત